# સ્નાતકની યાત્રા

"આજથી ત્રણ ચાર માસ પર આપ મુંબઇ આવ્યા ત્યારે હું આપને મુરબ્બી શ્રી. પરમાનંદભાઇને ત્યાં મારા પ્રવાસની વાતો કરવા મળેલો. આપની સાથેની વાતો પછી મને ઉત્તેજન મળ્યું અને મારે પ્રવાસનું પુસ્તક લખવું એમ મેં નક્કી કર્યું.

હું માનું છું કે વીશ વર્ષની ઉંમરે કરેલો આ મારો પ્રવાસ કાચી વયને કારણે અમુક જ લઘુ દૃષ્ટિબિન્દુવાળો બન્યો હોય. તેવા પ્રવાસની આપના જેવાની પ્રસ્તાવના મેળવવા ભાગ્યશાળી થાઉં તો મને સારું ઉત્તેજન મળશે.

ચડ્ડી પહેરીને વિદ્યાપીઠમાં ફરતો અને તોફાન કરતો સારાભાઇ જ આપને યાદ હશે. એવા આપના વિદ્યાર્થીના પ્રવાસવર્ણનની આપ પ્રસ્તાવના લખશો તેથી આપને પણ એક રીતે આનંદ નહિ થાય ? પ્રવાસે આપના જીવનમાં મહત્વનું સ્થાન ભજવ્યું છે."

આવા કાગળ સાથે શ્રી. સારાભાઈ ભોગીલાલ ચોકસીએ 'ભારતદર્શન' ના છપાયેલાં પાનાં વાંચવા માટે મારા પર મોકલ્યાં. વિદ્યાર્થીઓની કાલીકાલી વાતો ધીરજપૂર્વક સાંભળવાને ટેવાયેલો હું એક વખતના મારા વિદ્યાર્થીના પ્રવાસવર્ણનના આ પાનાં હોંશભેર વાંચવાનો હતો પણ નવરાશના અભાવે તરત તેમ ન કરી શક્યો. અને અમુક કારણસર પ્રસ્તાવના બનતી ઉતાવળે લખી આપવાની જરૂર હોવાથી ચોપડી ઉપર ઉપરથી જોઇને જ મેં સંતોષ માન્યો અને જેટલું વાંચ્યું તેટલાથી સંતોષ થવાથી આ પ્રસ્તાવના રૂપી આશીર્વાદ મોકલું છું.

લેખકને ભાન છે કે કાચી ઉંમરમાં કરેલા આ ઉતાવળા પ્રવાસમાં દૃષ્ટિબિન્દુ વિશાળ હોવાનો સંભવ ઓછો છે અને એ ભાન જ વાંચકને ખાત્રી આપે છે કે સારાભાઇ હજી અનેકગણી યાત્રા કરીને પોતાના સરકારો વ્યાપક અને ઊંડા કરવાને હોંશ, તેમ જ યોગ્યતા ધરાવે છે.

જૂના વખતમાં છઠ્ઠે કે આઠમે વર્ષે ગુરુગૃહમાં જઇ રહી બાર વર્ષની કેળવણી પામી વિદ્યાર્થીઓ યાત્રાએ નીકળતા. મોટર અને રેલની સગવડ નહિ હોવાથી અને બળદગાડીમાં બેસી યાત્રાનું પુણ્ય ઓછું કરવાની દાનત નહિ હોવાથી તે વખતના વિદ્યાર્થીઓ મોટે ભાગે પગપાળા જ મુસાફરી કરતા. તેમનું નિરીક્ષણ મોટર વેગનું નહિ હોવાથી તેમને દેશની પ્રાકૃતિક ભવ્યતા અને વિશાળતા, સમાજની સંસ્કારિતા અને વિવિધતા જોવાની ઉત્તમ તક મળતી અને દેશના ભિન્ન ભિન્ન ક્ષેત્રના આગેવાનોનો સત્સંગ કેળવવાનો પણ એમને અવકાશ મળતો. તે વખતના વિદ્યાર્થીઓએ જો પ્રવાસવર્ણનો લખી રાખ્યાં હોત તો કેવું સારું થાત ! આપણા તીર્થમાહાત્મ્યો અને રામાયણ મહાભારતમાં આવેલાં સ્થળવર્ણનો એ કાંઇ કાચા વિદ્યાર્થીઓની નોંધો નથી. છતાં કહેવું પડે છે કે એ બધાં વર્ણનોમાં વ્યાપક દૃષ્ટિ નથી. જ્યાં ત્યાં સાંપ્રદાયિક દૃષ્ટિની સંકુચિતતા જ છે. એ કોઇ વ્યક્તિઓનો દોષ નથી. તે જમાનો જ ધાર્મિક સંસ્થાઓના દૃઢીકરણનો હતો. અને આખી દુનિયામાં દરેક દેશના પરિવ્રાજકો એ હૃએ જ યાત્રાઓ કરતા અને સંસ્કારો મેળવતા. એ જમાનો અમુક ક્ષેત્રની બહાર જવા તૈયાર ન હતો એટલું ધ્યાનમાં લીધા પછી તે તે વર્ણનોમાં વ્યક્ત થતી કળાદૃષ્ટિ, પ્રગટ થતો કુદરતપ્રેમ, સામાજિક ધર્મનિષ્ઠા અને એ બધાથી ચઢી જતી માનવ-નિષ્ઠા આપણને ચકિત કર્યા વિના રહેતાં નથી.

શ્રદ્ધા એ તે વખતનું મુખ્ય વાતાવરણ હતું. આજનો જમાનો ચિકિત્સક દૃષ્ટિનો, રાષ્ટ્રીય લાભ હાનિનો વિચાર કરવાનો અને કાંઇક શંકાશીલતાનો છે. આજના જમાનાની આ વિશેષતાનો સ્વાભાવિક પડઘો આ ભારતદર્શનમાં જોઇ વાચકો રાજી જ થશે કેમકે તેઓ પણ આજના જમાનામાં જ ઊછરેલા છે.

જરાક તક મળી કે એક આખું પ્રવચન લખી કાઢવાની અને બોધ તારવી કાઢવાની લેખકની ટેવ કેટલાકને બહુ જ ગમશે જ્યારે કેટલાક કહેશે કે લેખક જરા વધારે તટસ્થ થયા હોત તો ભારત વર્ણન તરીકે ચોપડી વધારે આકર્ષક થઇ હોત. હું તો એટલું જ કહીશ કે આવાં પ્રવચનો આ જમાનાને અનુકૂળ છે. અને એક એક પ્રવચન લાંબી જગ્યા રોકતું નથી. અને આજના જમાનાની ચિકિત્સક દૃષ્ટિનો વિચાર કરતાં ઘણી ઊંડી સહાનુભૂતિથી ભરેલું છે, અને લેખકના વિચારો સાવ કાચા છે એમ પણ વાંચકોને નહિ લાગે.

આપણી ભાષામાં અનેક દૃષ્ટિએ લખાયેલાં અનેક પ્રવાસવર્ણનોની જરૂર છે. પ્રવાસો અને પ્રવાસવર્ણનો અનેક શાસ્ત્રોને જન્મ દે છે. માનવી જ્ઞાનનો કાચો મસાલો પ્રવાસવર્ણનોમાં જ મળે છે. તેથી વિવિધ રંગે રંગાયેલા પ્રવાસવર્ણનો લોકો માટે સારામાં સારો પૌષ્ટિક ખોરાક પૂરો પાડે છે. આપણી દેશભક્તિ કેવળ કાલ્પનિક ભાવનાપ્રધાન ગીતો દ્વારા વ્યક્ત થાય એ કરતાં પ્રવાસવર્ણનો દ્વારા વ્યક્ત થાય એ વિશેષ પોષક છે. અને જ્યારે લેખક વિશાળ સહાનુભૂતિવાળો હોય છે ત્યારે તો વાંચકને એ પ્રવાસવર્ણન કેળવણીરુપ થઈ પડે છે.

આખી ચોપડી ધ્યાન પૂર્વક વાંચ્યા પછી પ્રસ્તાવના લખવાનો વિચાર હતો. તેમ ન કરી શકયો તે માટે મારે સારાભાઇની અને વાંચકોની ક્ષમા જ માગવી રહી. વાંચકો જો આ ચોપડીને ઉત્સાહભેર આવકાર આપશે અને એ રીતે સારાભાઇની ઉત્સાહી મહેનતની કદર કરશે તો મારી લાચારીનું મારું દુ:ખ ઓછું થશે.

ભારતદર્શનવાળી જીવતી ચોપડીઓ ગૂજરાતી ભાષાઓને ઘણી મળો એટલી જ મારી ઇચ્છા છે

काका कालेलकर

# બે શબ્દો

આ પુસ્તક મારા એક મિત્રના પુત્રે લખેલું છે. દસ અગિયાર વર્ષ પહેલાં ખેડામાં સત્યાગ્રહની લડતમાં મારે તેમની પિછાણ થઇ હતી તે વખતે તેઓ ઉમતા યુવક હતા, અને તરવરિયા જુવાન તરીકે ઠીક જાણીતા હતા. આજે તેઓ દુનિયામાં દાખલ થઈ ગયા છે અને સ્વતંત્રરીતે પેતે પોતાનું કાર્ય કરે છે. તેમણે લખેલા આ પ્રથમ પુસ્તક માટે બે શબ્દો લખી મોકલતાં મને આનંદ થાય છે.

આ પુસ્તક પ્રવાસવર્ણનનું છે. કાશ્મીરમાં જમ્મુ, શ્રીનગર અને યાત્રાનું ધામ અમરનાથ, સરહદમાં પેશાવર અને ખૈબર, પંજાબમાં લાહોર, અમૃતસર, નાનકાના તથા ગુરૂકાબાગ. સંયુક્ત પ્રાંતમાં દિલ્હી, ફતેહપુરસિક્રી, આગ્રા, મથુરાં, વૃંદાવન, અને હરદ્વાર, તથા બંગાળમાં ઝરિયા, ઉપાગ્રામ, શાંતિનિકેતન તથા કલકત્તા વગેરે સ્થળોએ મિત્રોની સાથે ભાઈ સારાભાઈ ગયા તેનું વર્ણન આપેલું છે.

દરેક માણસે શક્તિ હોય તો ધંધામાં કે નોકરીમાં પડતા પહેલાં થોડો ઘણો પણ પ્રવાસ, જ્ઞાન મેળવવા ખાતર કરવો જોઇએ. એ પ્રથા આપણા દેશમાં ગરીબાઇને લીધે કહો કે કેળવણીની ખામીને લીધે પડી નથી. સારાભાઇએ આ પુસ્તક પ્રસિદ્ધ કરનારાઓને બતાવ્યું ત્યારે તેને જવાબ મળ્યો કે હવે તો લોકો પ્રવાસના પુસ્તકો માગતા નથી, વાર્તાના માગે છે, તેવું કોઇ હોય તો લાવો. પ્રજાનો શોખ આવો અછકલો હોય તેથી પ્રવાસનાં પુસ્તકોને ઉત્તેજન મળે નહિ. પણ પ્રવાસથી પ્રવાસીને તેમ જ તેવાં પુસ્તકો વાંચનાર આલમને જે જ્ઞાન તથા અનુભવ મળે છે, તે બહુ ઉપયોગી હોય છે.

આપણા દેશમાં મુખ્ય ભાષાઓ દસબાર હોવા છતાં જો પ્રવાસીને હિંદુસ્તાની અને અંગ્રેજી બોલતાં આવડતું હોય તો કશીએ અડચણ પડતી નથી. કમનસીબે ગુજરાતના લોકોને મહારાષ્ટ્રની કે સંયુક્ત પ્રાંતના લોકોને બિહાર કે બંગાળની ભૂગોળની કે મુખ્ય સ્થળોની પણ ભાગ્યે જ માહિતી હોય છે. તો પછી તેમના રીત-

રિવાજોની કે પ્રગતિની, સામાજીક રચનાની કે ન્યાતજાતની તો માહિતી હોય જ ક્યાંથી? આપણે પ્રતિપ્રાંતની, આપણા નજીકના જ પ્રાંતની નહિ પણ દૂરના પ્રાંતોની, આસામની તથા ઓડિસ્સાની, હિમાલયમાં વસેલાં ગામોની, તેમ જ ત્રાવણકોરના પશ્ચિમ ઘાટોમાં રહેલા અસલી વતની કોમોની માહિતી રાખીએ તો આપણે બધા હિન્દીઓ વધારે સંગઠિત થઈએ. હિંદુસ્તાનમાં આશરે ૨૯૫ જીલ્લાઓ છે તથા અનેક દેશી રાજ્યો છે. તે દરેકના વર્ણનનું એકેકું પુસ્તક–ગેઝીટીયર– અંગ્રેજોએ આ દેશનો કારભાર કરવામાં સગવડતા મળે, તેટલા માટે લખાવી પ્રસિદ્ધ કરેલ છે, તે બધા અભ્યાસકોને વાંચવા તથા મનન કરવા યોગ્ય છે. છતાં આપણા રાજકીય પુરૂષો પણ તેનાથી અજ્ઞાન જોવામાં આવે છે.

સારાભાઇને આ પ્રથમ પ્રયત્નમાં સફળતા ઇચ્છુ છું અને આશા રાખું છું કે ભવિષ્યમાં વધારે બારીક અભ્યાસ કરીને હવે પછીનું પ્રવાસનું પુસ્તક લખે અને સમાજને વધુ ઉપયોગી થાય.

હરિજન નિવાસ
દિલ્હી તા. ૨૩-૪-૪૧

અમૃતલાલ વિ ઠક્કર.



ભાઈ સારાભાઈ

તમે મોકલેલા ફરમા (૧૪૪ પાનાં) જોઈ ગયો. તમારી લેખન શૈલી તેમ જ વર્ણન શૈલી મને બહુ ગમી. તમારી ભાષામાં માત્ર ઝમક નથી પણ કુદરતી પ્રવાહ સામાન્ય માણસ, સ્ત્રી, બાળકને સમજાય તેવી સાદી ભાષામાં વહ્યે જાય છે. આપણી ભાષાઓમાં પ્રવાસવર્ણનો હવે લખવા માંડ્યાં છે એ બહુ શુભ શુકન છે. એમાંથી લોકશિક્ષણ તેમ જ મનરંજન થવા ઉપરાંત અવલોકન, ગુણગ્રહણ, ઉદારતા, દિલસોજી અને નિર્દોષ વિનોદના સંસ્કાર લખનાર વાંચનાર બેઉમાં દૃઢ થાય છે.

જેટલું વાંચ્યું તેટલું બધુંયે મને ઘણું ગમ્યું. આવું રોચક, શિષ્ટ છતાં સાદી શૈલીનું ને સાદા વિષયનું, મૂકવું ન ગમે એવું પુસ્તક લખવા માટે તમને મુબારકબાદી આપું છું.

| ગાંધીઆશ્રમ<br>આગ્રા–ભિવંડી રોડ, થાણા,<br>૧૫–૪–૪૧ | એજ<br>સ્વામીના આશીર્વાદ. |
|---|---|



# લેખકના બેબોલ

દરેક માણસને કેટલાક પ્રસંગો, જીવનમાં એવા આવે છે કે જે ભૂલાતા નથી. આવા પ્રસંગોમાં મારે એક પ્રસંગ જેલવાસનો બન્યો અને બીજો હિંદની મુસાફરીનો. જેલવાસના મીઠાં સ્મરણો નોટમાં લખેલ પડયાં છે, તેવી જ રીતે આ મુસાફરીના મીઠાં પ્રસંગો નોટમાં લખી રાખ્યાં હતાં. એક વાર પૂ. કાકાસાહેબને મારા આ લેખો મેં વંચાવ્યા અને મુસાફરી વિષે બીજી કેટલી વાતો કરી. મારા લેખો અને વાતો સાંભળ્યા પછી તેમણે તે પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવા સલાહ આપી. આમ આ પુસ્તકનો જન્મ થયો.

જો મેં હિન્દની મુસાફરી ન કરી હોત તો જીવનના મહત્વના બનાવોમાં જેલવાસનું સ્થાન પ્રથમ હતું. ત્યાર બાદ મેં જે મુસાફરી કરી તેણે આપ મેળે જ આ પ્રથમ સ્થાન ઝુંટવી લીધું. જેવી લ્હેર છ માસ સુધી મુસાફરીમાં ભોગવી તેવી કદી જીવનમાં ભોગવી નથી; બલ્કે એથી વિશેષ લ્હેર કયારે ભોગવીશ તે કલ્પી શકતો નથી.

પ્રવાસમાં મારી સાથે ત્રણ મિત્રો હતા. શ્રી. મનુભાઇ પંચોળી, શ્રી. જયમલ પરમાર અને નાનો ભાણુ. કાશ્મીર સુધી અમે ચારે સાથે જ હતા એટલે ઘણી મજા પડી હતી. પછી હું અને ભાઈ જયમલ પેશાવર ગયા. ત્યાંથી ભાઇ જયમલ એકલા કરાંચી ગયા અને મારે એકલવાઇ મુસાફરી કરવાની હવે પછીની થઈ.

આ પુસ્તક છપાવવાનું નક્કી કર્યા બાદ વિદ્યાપીઠના મારા જૂના અધ્યાપક સુરબ્બી શ્રી. નગીનભાઇ પારેખે આખું પુસ્તક ધ્યાન પૂર્વક સાંભળી જઈ, ભાષાની ભૂલો સુધારવામા મને સહાય કરી, જે ગુરૂકાર્ય કર્યું છે તે બદલ તેમનો ઋણી છું.

પુસ્તકના છપાએલા ફરમા પૂ શ્રી. ઠક્કર બાપાએ અને મારા મુરબ્બી શ્રી. સ્વામી આનંદે શ્રમ લઇ વાંચી જઇ મને ઉત્તેજન આપ્યું છે તે બદલ તેમનો તો શો આભાર માનું ! લિ,

સારાભાઇ ચોકસી.

# અનુક્રમણિકા



# આબુ

આબુ જોયો હોય કે ન જોયો હોય પણ ગૂજરાતી ભણતા દરેક નાના બાળકને આબુની હકીકતની બરાબર ખબર હોય છે. મને ય મારી ગુજરાતી ચોપડીની કવિતા સાંભરે છે કે 'દીઠો આજ આબુ ગિરિરાજ જેવો.' આબુ જોયા વગર જ હું આબુ વિશેની આ કવિતા ગાઈ ગયો છું. આ ઉતરપિંડીમાંથી છૂટવાનો વારો આવ્યો એથી મને આનંદ થયો.

અમદાવાદથી રાત્રે બેઠો અને સવારે પાંચ વાગે ખરેડી સ્ટેશન આવ્યું. વર્ષોથી ગોખી રાખેલા, અપૂર્વ અને અદ્ભુત સ્થાનને મળવા બે ત્રણ કલાકની તપશ્ચર્યા કરવી એ કામ વધુ ન હતું. ખરેડી સ્ટેશનથી અઢાર માઈલ દૂર મોટરમાં આબુ જવું પડે છે આ મોટર પહાડમાં ઊંચી ચઢે છે, જેમ જેમ ઊંચા જઈએ તેમ તેમ હવા બદલાતી જાય છે, અને મનને પ્રફુલ્લ કરી દે છે.

આબુ પહોંચ્યા પછી આટલે ઊંચે આવવાથી મનને ખૂબ સંતોષ થાય છે. આટલે ઊંચે રચેલ રાજાઓના મોટા મોટા મહેલો, યુરોપિયનોની વસાહત અને પવનના સપાટાથી વળાંકને સારૂ બનેલા રસ્તા જોયા પછી આ સ્થળ એક રમ્ય નગર જેવું લાગે છે.

આબુના નામ સાથે લગભગ ૯૦૦ વર્ષ પહેલાં બંધાવેલાં દેલવાડાનાં દેરાં જોવા મન એકદમ ઉતાવળું થઇ જાય છે; પણ આટલી ઉતાવળ અને હિન્દની આ જૂનામાં જૂની અદ્ભુત કારીગરી જોવા પર કાપ તો ત્યારે પડે છે કે જ્યારે તેમાં પ્રવેશવા હિન્દીનેય રૂ. ૧-૩-૯ (૧૯૪૮માં આ કર અંગ્રેજોની વિદાય પછીથી શિરોહી સ્ટેટના રાજમાતાએ કાઢી નાખ્યો છે ત્યાર બાદ આવો જ કર પાલીતાણામાં પણ યાત્રીઓ પાસેથી લેવાતો તે પણ કાઢી નાંખેલો છે. અંગ્રેજો હતા ત્યારે આ પુસ્તકની પહેલી આવૃત્તિ ૧૯૪૧માં થઇ હતી. ત્યાર બાદ અંગ્રેજોના ગયા પછી કેવા ફેરફાર થતા રહ્યા છે. તેનો વાંચકોને ખ્યાલ રહે એટલે ભૂતકાળના પ્રસંગમાં ફેર જાણી જોઇને કર્યો નથી.) કર આપવો પડે છે. આ કરમાંથી યુરોપિયનો મુક્ત છે. તેમનું પોતાનું રાજ્ય છે તે વિના આ કરમાફીનું બીજું કંઇ કારણ નથી. વળી તેમના બૂટને કાઢવા માણસો રાખેલા હોય છે. જે તેમને કપડાના બૂટ પહેરાવે છે. જ્યારે આપણે જાતે બૂટ કાઢીને જવું પડે છે. હિંદુસ્તાનમાં દેલવાડાની કારીગીરીને અને તેની કીંમતને પહોંચે એવી એક પણ કારીગીરી નથી. આજે તાજમહાલને તેની સાથે સરખાવવા મન થાય છે. પણ તેમાં ફેર છે. તાજમહાલ જમીનની સપાટી પર છે. જ્યારે દેલવાડા પહાડોમાં ૫૦૦૦ ફીટ ઊંચે છે. કેટલા કારીગરોએ, કેટલે વર્ષે આ કાર્ય પુરૂં કર્યું હશે ? જ્યારે એ જમાનામાં રેલ કે મોટર પણ ન હતી ત્યારે આટલે ઊંચે આ બાંધવું એના યોજક માટે કેટલું કઠિન બન્યું હશે ? તાજમહાલમાં એક સમ્રાટના વિરાટ પ્રેમની વેદનાનું પ્રતીક દેખાય છે; જ્યારે આ દેરાં ધર્મને ઉપલક્ષીને બંધાવેલાં હોઇ તેમાં ધાર્મિક વૃત્તિ રહેલી છે. ૧૮ કરોડ રૂપિયા આમાં ખર્ચાયા અને ચૌદ વર્ષે આ કાર્ય સમાપ્ત થયું. અહીં સોનારૂપા કે ઝવેરાતની વપરાશ નથી પણ અહીં તો છે બારીક નકસી કામ અને ભેજાંને કસીકસીને યોજી કાઢેલી અનેરી કળા અને કારીગીરી. આજે હિંદુસ્તાનમાં આવા નમૂના તૈયાર થતા

સાંભળ્યા નથી. દરેક હિન્દીએ આ જોવું રહ્યું. દૂર દેશાવરથી આવેલ પરદેશી હિંદમાં આવી પ્રશ્ન કરે કે અહીં શું જોવા જેવું છે તો તેને આપણે દેલવાડાનાં દેરાં, તાજમહાલ, અજંટાની ગુફાઓ, બિરના મંદિર, અમૃતસરનું સુવર્ણમંદિર, કુતુબમિનાર વગેરે એક સપાટે ગણાવી દઈશું. અને આપણા નજીકમાં વસતા ગૂજરાતી ભાઈઓ કેટલાક એવા ય હશે કે જેમણે આબુનું આવું અનુપમ સૌંદર્ય અને દેલવાડાનાં દેરાં જોયાં યે ન હોય. મારી પત્નીએ પર્વતના પ્રદેશની પ્રથમ મુસાફરી મસૂરીની કરી હતી તેને આબુ ખાસ લઈ આવવાનું કારણ દેલવાડાંના દહેરાં પ્રત્યેનું મારૂં આકર્ષણ હતું. દેવદાસ ચિત્ર મેં ઘણી વખત જોયું હતું, તેવીજ રીતે શરદબાબુનું ગૃહદાહ યાને મંઝીલ જોઇ હું બરૂઆ પર આફ્રીન થઈ ગયો હતો. અને આ બે ચિત્રો પત્ની સાથે ફરીથી જોવાનું હું ચૂક્યો ન હતો. તેવી જ રીતે અલૌકિક કળા અને કારીગરીમાં હિન્દભરમાં કોઈપણ મંદિર કરતા જે સ્થાપત્યની સપ્રમાણતામા, શિલ્પની સુંદરતામાં, કુદરતના રચયિતાની જાણે સ્પર્ધામાં ઉતરીને જગતને પણ એકવાર મુગ્ધ કરી દે એવી દેલવાડાની કારીગરી પ્રત્યે ખાસ આકર્ષાઇને મેં પણ બીજીવાર જોવા અને કંઇક કળાના રસનું પાન વારંવાર કરી સમજવા પાર્વતીય પ્રદેશની મુસાફરીનો આનંદ ફરી લૂંટવાની તક લીધી હતી.

આજેય તેના બંધાવનાર વસ્તુપાલ અને તેજપાલની ભક્તિભરી આ ધાર્મિક મમતા તરફ સ્હેજે શિર નમે છે. એના કારીગરોએ પણ હદ કરી છે. વર્ષો સુધી સંયમ અને બ્રહ્મચર્યનું પાલન કરી એક પવિત્રતાની પ્રતીકને નજર સમક્ષ રાખીને પૂજારૂપે આ કાર્યમાં ચૌદ ચૌદ વર્ષો સુધી સાધનારૂપે છીણી પકડી હતી. આજેય જે ચિરંજીવ આનંદ, અપૂર્વ શાંતિ અને અજબ ભક્તિનાં વાતાવરણનો જે ધોધ વર્ષોથી વહેવડાવ્યો છે તેની મહેક ત્યાં જેટલી હતી એટલીજ આજે તેની સ્મૃતિ પણ આપી જાય છે.

ત્યાંના થાંભલા અને ગોખ, પક્ષીઓનાં ચિત્રો, ફુલવેલ, નૃત્ય અને સંગીતના ભાવભર્યાં અપ્સરાના મનમોહક કોતરેલ દશ્યો, જાણે જોયાજ કરીએ. અહીં નિઃસીમ શાંતિ હતી. મુંબઇના જીવન જેવી ઝડપ અને ધમાલ અહીં નહતી. સંપૂર્ણ નિરાંત હતી. ધરાઈ ધરાઇને આ રસપાન કરી લેવાની સંપૂર્ણ છૂટ હતી. જે ભાવ તાજમહાલ છોડી જતાં આવેલા તેવાજ અહીં આવ્યા. આ સ્થળ છોડી કેમ જઇ શકાય ? એટલું બધું મમત્વ થઇ ગયું હતું. અને આવાં મમત્વને અને મનના વેગને રોકી સ્થળ છોડવામાં પણ એક કસોટી હતી.

અહીંનું સરોવર પણ વિશાળ અને રમણિય છે. કહે છે કે દેવોએ નખ વડે તે ખોદેલુ તેથી એ નખી સરોવર કહેવાયું. પાણી સ્વચ્છ, મીઠું અને ઊંડુ છે ચારે બાજુએ ડુંગરોની હારમાળા આવેલી હોવાથી તે આ પ્રદેશના સૌંદર્યમાં વધારો કરે છે. સ્વચ્છતા અને આરોગ્ય જાળવવા અહીં કપડાં ધોવાની મનાઇ કરેલ છે.

મારે મુસાફરીમાં અહીં ઋતુની મુશ્કેલી હતી. આણુ હું શ્રાવણ મહિનામાં ગયેલો. જે વસ્તી, ધમાલ અને માણસોનો અવરજવર જોઇએ તે આ વખતે અહીં ન હતાં. અહીં લીલીછમ કુદરત હતી. વરસાદ પણ હતો. સવારે ધૂમસમાં વસિષ્ઠાશ્રમ જવાનું રાખ્યું હતું. એક વાર તો અટકવાનું મન થયું પણ જાણીજોઈને ચોમાસું ખેડયું તો પછી અટકાય કેમ ?

આ મારા નિશ્ચયને કુદરતે જાણે આવકાર્યો. અને એક ક્ષણમાં જ વરસાદ અટકયો અને વસિષ્ઠાશ્રમ જવા માટે મેં પલળેલાં અવ્યવસ્થિત પગથિયાં પર પગ મૂકવા માંડયો. આમાંનાં કેટલાંક પગથિયાં તો સામાન્ય બે પગથિયાં કરતાં પણ મોટાં હતાં. આ પગથિયાં અમે તેમ ગોઠવાઇ ગયાં હતાં. નીચે લપસ્યા તો ઊંડી

ખાઇમાં હાડકું ય ન જડે. અહીં બોલવાનું બંધ કરી, મનને સ્થિર કરી પગ અને પગથિયાં ઉપર જ ધ્યાન આપી ચાલવાનું હતું. આમ ઊતરતાં ઊતરતાં એક ગૌમુખ આવ્યું. તેનું પાણી ખૂબ સ્વાદિષ્ટ હતું. પહાડમાંથી નીચે ઊતરી નિસર્ગશ્રી જોતા જોતા અમે શાંત અને એકાંત સ્થળે આવી પહોંચ્યા. વસિષ્ઠાશ્રમના લોકો શી રીતે ખાતાપીતા હશે ? વસ્તુઓની કેટલી બધી તકલીફ અને અછતમાં જીવતા હશે ? અહીં વસતા પૂજારીઓ માટે શિરોહી રાજ્ય તરફથી સીધું સામાન મોકલવામાં આવે છે.

આ સ્થળે આવ્યા પછી અમારે શું ખાવું તે પ્રશ્ન હતો. આશ્રમમાં સાધુ–બાવાઓ માટે સીધું આવતું તેમાંથી કેમ ભાગ પડાવાય ? એટલે આવા શાંત અને એકાંત સ્થળે રહેવાની ઇચ્છા છતાં ખાવાને હિસાબે અહીંથી જવું પડશે એમ લાગ્યું.

આ સ્થળે માખીઓ ન જ હોય એમ મને લાગ્યું. આટલે દૂર આવા ઓછા વસવાટવાળા મુલકમાં માખીઓ શું કામ આવવાનું પસંદ કરે? વળી આટલે દૂર આટલું બધું ઊડીને શી રીતે આવે ? રસ્તાની તેને ક્યાંથી સમજ પડે ? આવવા ધારે તો ય કેટલે દિવસે આવે ? આવા અનેક પ્રકારના વિચારો આવવા લાગ્યા અને જ્યારે હું બેત્રણ માખીઓ જોવા પામ્યો ત્યારે જ આ વિચારો અટકયા. મને તેને પૂછવાનું મન થયું કે તું શી રીતે આવી ? કોઈ મુસાફરની ટોપી કે કોઈ મજૂરની ગોળ કે લોટની પોટલી પર સ્વાર બનીને ચાલી આવી ? જેમ મનુષ્યોએ ગમે ત્યાં પોતાનો વસવાટ કર્યો છે તેમ જીવજંતુઓએ પણ તેમની સાથે સાથે જ નાનામોટા સ્થાન પ્રત્યેનો પ્રેમ અને મમતા બતાવેલ છે.

આવા પર્વતોમાં ગુફાઓ અનેક હોય છે. હું ગુફાઓની શોધમાં ફરતો હતો. જો કે કેટલીક ગુફાઓ તો પ્રસિદ્ધ છે. આમાંની એક હાથીગુફા જોઇ. નામ પ્રમાણે હાથી સમાય એટલી તે મોટી છે. એક ચપટા મોટા પથ્થર તળે આ ગુફાનું પ્રવેશદ્વાર છે. વચમાં કૂવો છે. એક નાની બારી ખોલી તો સ્વચ્છ ઘર. સામેની બારીમાંથી નખી સરોવર દેખાય છે. અનેક નાનામોટાં શિખરો અહીંથી સુંદર લાગે છે. આ ગુફામાં એક અવધૂત રહે છે. અમુક ઋતુમાં અહીં રહી બીજે ચાલ્યા જાય છે. આ ગુફા કલ્પના પણ ન આવે એવી સંતાયલી ગુફા છે. એ જોયા પછી તેને શોધી કાઢ્યા બદલ આશ્ચર્ય થયું. પહાડોમાં શોધાયેલી કરતાં વણશોધાયલી ગુફાઓ વિશેષ છે.

આબુમાં સાંજે સૂર્ય આથમતો જોવાની મઝા પડે છે. આ સ્થળને સૂર્યાસ્તબિંદુ–Sun-set-point–કહે છે. અહીં બેસવા માટે બાંકડા મૂકેલા છે. ૫૦૦૦ ફીટની ઊંચાઇ પરથી નીચે દૂર દૂર ખેતરો દેખા દે છે. આપણે કેટલે ઊંચે છીએ તેનો સ્પષ્ટ ખ્યાલ સામેનો આ સપાટ પ્રદેશ જોતાં આવે છે. સૂર્ય ડૂબવાની તૈયારીમાં હતો. જે સૂર્ય રોજ ઊંચે હતો, માથે હતો તેનાથી આ વખતે અમે ઘણે ઊંચે હતા.

જેના પ્રચંડ તેજની સામે જોવાની કોઇની મગદૂર હોતી નથી તે સૂર્ય થોડીવારમાં તેજહીન બની ક્ષિતિજની પણ નીચે જઇ બેસવાની તૈયારીમાં હતો. હિન્દમાં રહેલ અંગ્રેજ અમલદાર જેવી એની દશા હતી. આકાશના આવા બદલાતા સુંદર રંગો મેં મસૂરી, રંગુન, મહાબળેશ્વર વગેરે સ્થળે જોઇ જીવનમાં એક ધન્ય લ્હાવો લીધો હતો. ૧૯૪૫માં મારી પત્ની અને બાળકો સાથે હરદ્વારથી પાછા ફરતાં બીજીવાર આ સૂર્યાસ્તનાં દર્શન સહકુટુંબ કરી ધન્ય

થયો. જીવનમાં મન, અને શરીરને પ્રફુલ્લ કરે તેવો આનંદ પ્રવાસોમાં મેં આપ્યો છે તેમાં ધર્મપત્નીને પણ સહભાગી બનાવી ધન્ય થયો. નાની અનુ ભુરા, જાંબુડીઆ રંગના, સોનેરી કોરવાળા ગુલાબી, પીળા, વાદળી અને લાલ આકાશના રંગો જોઇ ખૂશખુશાલ બની ગઇ હતી. આ દિવ્યભૂમિનાં દર્શન કરી હું ફરીવાર કૃતાર્થ થયો.

આબુમાં ઘણું ઘણું જોવાનું બાકી હતું. વિશેષ રહેવાનું મન હતું. પણ મુસાફરી ઝટ ઝટ પતાવવાની હતી કારણ કે વચ્ચે આવતાં સ્થળો જેવાં કે અજમેર, જયપુર, દિલ્હી તાકીદે પતાવી શ્રાવણ સુદી પૂર્ણિમાં પહેલાં કાશ્મીર પહોંચી ત્યાંથી પહાડોમાં થઇ અમરનાથ જવાનું હતું. એટલે સારૂં જોવાનું તો ઘણું પ આગળ મળી રહેશે એવી ભવિષ્યની આશાએ ટુંક વખતમાં જ આબુની રજા લીધી.

# અજમેરથી પુષ્કરજી

[ મંદિરના બંધ દ્વારના આ અંધારા ખૂણામાં એકલો અટૂલો તું કોને આરાધી રહ્યો છે? તું આંખ ઉઘાડીને જો તો ખરો કે તારો પ્રભુ તો ત્યાં ઊભો છે કે જ્યાં ખેડુત ખેતી કરે છે, અને વરસાદના ઝાપટાંમાં પથ્થર ભાંગનાર રસ્તો બાંધે છે. તારો આ ભક્તિનો ઝભ્ભો ઉતારી તું પણ ત્યાં તેને મળવા ચાલ્યો જા. ]

–રવીન્દ્રનાથ.

અજમેર વિષે મને કાંઇ જ ખબર ન હતી. ઇતિહાસમાં પૃથ્વીરાજ ચૌહાણના નામ સાથે જેનું નામ ભણી ગએલો તે જ અજમેર એટલે રજપુતાનાનું પ્રવેશદ્વાર. હિન્દુઓ વિશેષ કરીને પુષ્કરજી જવા માટે જ અજમેર જતા હોય છે.

અજમેરથી આઠ માઇલ દૂર પુષ્કરજી છે. કહેવાય છે કે અનેક તીર્થોની જાત્રા કર્યા પછી જાત્રા સંપૂર્ણ કરવા પુષ્કરજી આવવું પડે છે. બ્રહ્માએ અહીં અવતાર લીધેલો એમ મનાય છે. અને સારા હિન્દમાં અહીં જ સૌથી મોટું બ્રહ્માનું મંદિર છે. ત્યાં પહાડોમાં થઇને જવું પડે છે અને વાહન તરીકે ઘોડાગાડી વપરાય છે. ત્યાં અનેક દેરાં છે, પુષ્કરજીનું સરોવર છે, તેને સારો એવો ઘાટ છે,

જ્યાં નાહવાનું મોટું માહાત્મ્ય છે. આવાં સુંદર જાત્રાનાં ધામો કે જ્યાં અનેક દેવદેવીઓનાં દેરાં છે, પહાડો છે, પાણી છે, નૈસર્ગિક દૃશ્યો છે ત્યાં વાતાવરણ પવિત્ર અને પ્રભુમય હોવું જોઇએ. ત્યાં જ્યારે જ્યારે અનૈતિક તત્ત્વો દાખલ થાય છે ત્યારે આખું સ્થાન ભ્રષ્ટ બની જાય છે. અહીં કેટલાક જુવાન છોકરાઓ સરોવરમાં નાહી રહ્યા હતા અને ગંદી ગાળો બોલતા હતા. કોણ જાણે કેટલાક એવા લોકો હોય છે કે જેમનું ગંદી ભાષા વગર ચાલતું જ નથી. આટલી સમૃદ્ધ હિન્દી ભાષામાં શું ખોડખાંપણ છે કે આવા અશ્લીલ શબ્દો વાપરી તેને બગાડી મૂકે છે ! માલમલીદા ખાઇને તોફાને ચઢેલા આ જુવાનોને જો વારવામાં આવે તો તેમનો વેગ ઊલટો વધે એમ હતો. એ જુવાનોને તો ખબર પણ ન હતી કે તેઓ કેવું ગંદુ વાતાવરણ ખડું કરી રહ્યા હતા ? ખાવું, પીવું અને મોજ મારવી એજ એમના જીવનનું જાણે ધ્યેય થઈ ગયું હતું. આ કંઇ સાચી મોજ પણ ન હતી. એક વૃદ્ધ સાધુ આવ્યા. તેમણે આ ફાટેલા છોકરાઓને વાર્યા અને અમારી ગૂજરાતીઓની પ્રશંસા કરી. આવાં સ્થાનોમાંય સારા નરસા બધા માણસો રહે છે એમ મને લાગ્યું. પણ ટૂંક સમયમાં મારે મારો આ ખ્યાલ બદલવો પડયો. બીજાને શિખામણ દેનાર આ વૃદ્ધ સાધુને ય ગાળો તો સ્વાભાવિક જ થઇ પડી હતી. જેમ સામાન્ય વાતચીતમાં અમુક શબ્દો રૂઢ થઈ ગયા હોય છે તેમ તેમને પણ ગાળો વગરની ભાષા જાણે લૂખી લાગતી ન હોય એમ લાગ્યું. ગાળોથી જ જાણે ભાષા પર પ્રભુત્વ અને કળા જમાવાય છે એમ માની શું તેઓ સંતોષ લેતા હશે ! દેવસ્થાનોમાં જો આવું કલુષિત વાતાવરણ હોય તો આજના જુવાનોની એ ફરજ છે કે તેમણે આવાં દેવસ્થાનોનો કબજો લઇ તેમાં રહેલાં દૂષણો અને ધતિંગો સાફ કરવાં જોઇએ. આપણાં દેવસ્થાનોનો રાષ્ટ્રની ઉન્નતિમાં આજે જરા ય ફાળો નથી, બલ્કે એ દંભ પોષી રાષ્ટ્રને આજે ખોટા ખર્ચા

કરાવી નુકસાન કરે છે. જે જુવાનો રાષ્ટ્રનું ઘડતર કરવા માગે છે તેમને માટે આ પ્રશ્ન તુરત હાથ ધરવા જેવો છે.

મંદિરો અહીં પુષ્કળ છે. હું લગભગ દરેક મંદિરમાં ફરતો હતો. આઠ વર્ષનો એક છોકરો મંદિરમાં કાંઈપણ કામ વિના બેસી રહ્યો હતો. ઘડીમાં સૂતો તો ઘડીમાં બેસતો. આ જ તેની પ્રવૃત્તિ હતી. મેં તેને પૂછ્યું, कुछ पढ़ते हो ? તેણે કહ્યું, "कैसा पढ़ना ? हम तो लड्डु खाते पेंड़ा खाते." મને થયું સાચી વાત છે. આજનું ભણતર તો પૂરું ખાવાનું ય આપતું નથી જ્યારે આને વગર ભણતરે ખાવાને મિષ્ટાન્ન મળે છે. માત્ર નોકરી માટે ભણવાવાળા આજના જુવાનો કરતાં આ છોકરો મને ડાહ્યો લાગ્યો. જો કે તેના શરીરની મોટી ખામી એ હતી કે તેના હાથ પગ દોરડી જેવા અને પેટ ગાગરડી જેવું હતું. મિષ્ટાન્ન ખાઇને પણ તેને પચાવવા હાથપગ હલાવી યોગ્ય મહેનત લેવી જોઇએ. નહિ તો મિષ્ટાન્ન તો શરીર સુધારવાને બદલે ઊલટું બગાડે છે. આળસ અને જડતા વાસો કરતાં આવા માણસો શરીરને પોતાના કાબૂમાં રાખી શકતા નથી.

પુષ્કરણીમાં વાર્ષિક લાખો રૂપિયાનો ખર્ચ થાય છે. આ લાખો રૂપિયાથી ધર્મને નામે ધતિંગ પોષાયાં, જુગાર જેવા હલકા રસો પોષાયા. કેટલી યે વ્યક્તિઓ આવાં દૂષણોથી બચવા રાતદિન જાગૃત રહી પરિશ્રમ વેઠે છે. જ્યારે દેવમંદિરમાં આવું જોવા મળે તો જે માણસો દૂર દૂરથી કાંઈ જીવનસત્ય સમજવા અહીં દેવ-સ્થાનમાં આવે છે તેમનું શું ?

આજે તો આપણે સાચો ધર્મ ભૂલી ધર્મના વિખવાદમાં પડયા છીએ. ધર્મને નામે ઝગડીએ છીએ. ઝગડો એ ધર્મ નથી; સાચા ધર્મની આપણી દૃષ્ટિ જ મારી ગઇ છે. જે ધર્મમાં માનવતાનો નાશ છે, જે ધર્મને નામે આચરાતા એક પણ કાર્યથી માનવતા ઘવાતી હોય

તો તે ધર્મ અધર્મ છે. ધર્મ તો તેનું નામ કે જે માનવજીવનના મૂલ્ય સમજાવે! આજે તો ઝગડામાંથી પરવારવાનો જ આજના ધર્મના થઇ બેઠેલા આગેવાનોને વખત નથી. મેં ધર્મના ઘણા સ્થાનો જોયાં પણ મને કયાં ય તેનાથી મુદ્દલે આશ્વાસન મળ્યું નથી* મૂર્તિ આગળ મારું માથું નમ્યું નથી. મૂર્તિ એ તો એક માર્ગ છે મૂર્તિ એ ઇશ્વરપ્રાપ્તિનું પગથિયું કદાચ હશે પણ એની જરૂર દરેકને છે જ એવું કાંઇ નથી. આજે તો વગર મહેનતે પૈસા કમાવાનું સાધન જે માણસે શોધ્યું હોય તો તે ઇશ્વરની મૂર્તિ છે. પુષ્કરજીમાં એક પૂજારી મને કોટ પાટલુન પહેરેલ જોઇ બપોરે ત્રણ વાગે ભગવાનને જગાડી, આરતિ ઉતારી. પ્રસાદ ધરાવી મને પ્રસાદ આપે છે. મેં પ્રસાદ ખાધો. તેણે મારી પાસે દાનની માગણી કરી કે ઇશ્વરને કાંઇ દાન તો કરો. મેં કહ્યું, હું કોણ ઇશ્વરને દાન આપનારો ? જે સર્વનો કર્તાહર્તા છે તે મારા બેચાર આનાથી શું સંતોષાશે ? જેણે સર્વને અમાપ આપેલ છે તેને આપવાનો શો હિસાબ ? પૂજારીની બધી મહેનત ધૂળમાં મળી ગઇ આમ ગમે ત્યારે શું ઇશ્વરને જગાડી શકાય ? મારા જેવા મુસાફરો વારંવાર આવતા હશે દરેક વખતે આમ ઘંટડી વગાડી, આરતિ ઉતારી પ્રસાદ કેમ ધરાવી શકાય ? અહીં માણસે ઇશ્વરને પણ પૈસા પ્રાપ્તિ માટેનું એક સાધન બનાવ્યું, આવા તો અસંખ્ય મંદિરોમાં ફર્યો છું બધે આની આ જ દશા જોઇ છે.

એક મદ્રાસી બ્રાહ્મણ જોડે હું વાતોએ ચઢ્યો દસ વર્ષથી તે અહીં રહે છે. રંગનાથના મંદિરનો તે પૂજારી છે તે મને વિશ્વા-સુ લાગ્યો તે કહે, "ધંધાના અભાવે ફરતા ફરતા આ સ્થળ હાથ લાગી ગયું એટલે કુટુંબ સાથે રહું છું. સવારસાંજ પ્રભુને

* જુઓ સ્વતંત્ર લેખ 'હુણીવાળા દાદા' (ખંડવા) જયાં મે સાક્ષાત નમન કરેલ છે

ભોગ ધરાવ્યા પછી જ જમું છું." કહેવાની જરૂર નથી કે તેમને ભોજનમાં માત્ર મિષ્ટાન્નથી જ ચલાવી લેવું પડે છે.

દેશમાં જ્યાં જ્યાં મંદિરો છે ત્યાં ત્યાં ઉદ્યોગનાં કેન્દ્રો જો ખોલવામાં આવે તો નકામી વેડફાતી લક્ષ્મી દેશોદ્ધારના કાર્યમાં વપરાશે. અને આ તો આપણા જ હાથની વાત છે,* કારણ કે સરકારે નક્કી કર્યું છે કે હિન્દુસ્તાનમાં રાજ્ય કરવું હોય તો કદી ધર્મમાં માથું ન મારવું. આ માટે વિશેષ વિગત અમૃતસરના વર્ણનમાં જોઇશું.

પુષ્કરજીથી સાંજે અજમેર આવ્યો. અગાશીમાંથી સાંજે અજમેર જોયું તો ખૂબ રળિયામણું લાગ્યું. બધા માણસો પોતપોતની અગાશીમાં આવીને બેસે છે. ચારે બાજુ ઊંચા ઊંચા ડુંગરાઓ અને ઝાડની લીલીછમ ઘટાઓ. વળી આનાસાગરનું તળાવ પણ આ સૌંદર્યમાં વૃદ્ધિ કરે છે. પથ્થરનાં બાંધેલાં મકાનો ખુલ્લાં અને શોભીતાં લાગે છે.

અહીં પીરની દરગા છે. જેમાં કેટલાક હિન્દુઓ પણ બાધા માને છે. અને કારતક મહિનામાં પુષ્કરનો મોટો મેળો ભરાય છે ત્યારે આ સ્થળે પણ ઘણા હિન્દુઓ આવે છે.

અજમેરમાં ચા તથા બીડીનો પ્રચાર ખૂબ ઓછો છે. બીજા શહેરોની જેમ નાકે નાકે હોટલ મળવી મુશ્કેલ. ગૂજરાત કરતાં ચા ઓછી પિવાય છે. પણ સમય જતાં તેનું આ ગૌરવ પણ જોખમાશે. વર્ષો પહેલાં જે ગામડામાં ચા ન હતી તે ગામડાં આજે તેના ભોગ બની ગયાં છે તો આવા શહેરને તેમાં ફસાતાં કેટલી વાર ?

* હવે આપણી સરકાર છે તે માથું મારે છે એ ઈષ્ટ છે.

પૃથ્વીરાજ ચૌહાણના બાપ સોમેશ્વરે જે તારાગઢનો કિલ્લો બંધાવેલો તે પણ જોયો. આજે તો તે માત્ર પ્રાચીન કાળના અવશેષ તરીકે છે. ૩૦૦૦ ફીટ ઊંચે આવેલો આ કિલ્લો જોતા પછી હવે આશ્ચર્ય નથી થતું કે એટલે ઊંચે પહાડ પર તે કેવી રીતે બાંધ્યો હશે. કારણ કે દેલવાડાનાં દહેરાં જેવી કારીગરી આગળ આવા કિલ્લાનાં ગુણગાન ગાવાની જરૂર નથી. ઐતિહાસિક દ્રષ્ટિએ એક જમાનામાં આટલી ઊંચાઇને કારણે દુશ્મનોથી બચવા આવો કિલ્લો રાજાના વસસાટ માટે મહત્ત્વનો હશે, પણ આજે તો ત્યાં કોક મુસલમાનો જ રહે છે.

અહીં એક જૈનનું દેરું છે. તે ખાસ જોવા જેવું છે. સ્વગ અને પૃથ્વીલોક વગેરેનો સ્પષ્ટ ખ્યાલ આપવા પ્રયત્ન કર્યો છે. કેટલાંય વર્ષોથી કામ ચાલ્યા કરે છે. નાના બાળકને રમકડાના આ સાચા સ્વર્ગમાં આનંદ પડે એવું છે. ઉપર મોર અને અેરાવતને ઊડતા જોઇ આપણે પોતે પણ વિમાનમાં ઊડતા હોઇએ એવો ખ્યાલ આવે છે. આજુબાજુ આયના જડેલા છે. તેથી અનેક પ્રતિબિંબો દેખાય છે. જાણે આપણે જોયા જ કરીએ. લાખો રૂપિયા ખર્ચેલા છે.

ભોગ ધરાવ્યા પછી જ જમું છું." કહેવાની જરૂર નથી કે તેમને ભોજનમાં માત્ર મિષ્ટાન્નથી જ ચલાવી લેવું પડે છે.

દેશમાં જ્યાં જ્યાં મંદિરો છે ત્યાં ત્યાં ઉદ્યોગનાં કેન્દ્રો જો ખોલવામાં આવે તો નકામી વેડફાતી લક્ષ્મી દેશોદ્ધારના કાર્યમાં વપરાશે. અને આ તો આપણા જ હાથની વાત છે,* કારણ કે સરકારે નક્કી કર્યું છે કે હિન્દુસ્તાનમાં રાજ્ય કરવું હોય તો કદી ધર્મમાં માથું ન મારવું. આ માટે વિશેષ વિગત અમૃતસરના વર્ણનમાં જોઈશું.

પુષ્કરજીથી સાંજે અજમેર આવ્યો. અગાશીમાંથી સાંજે અજમેર જોયું તો ખૂબ રળિયામણું લાગ્યું. બધા માણસો પોતપોતાની અગાશીમાં આવીને બેસે છે. ચારે બાજુ ઊંચા ઊંચા ડુંગરાઓ અને ઝાડની લીલીછમ ઘટાઓ. વળી આનાસાગરનું તળાવ પણ આ સૌંદર્યમાં વૃદ્ધિ કરે છે. પથ્થરનાં બાંધેલાં મકાનો ખુલ્લાં અને શોભીતાં લાગે છે.

અહીં પીરની દરગા છે. જેમાં કેટલાક હિન્દુઓ પણ બાધા માને છે. અને કારતક મહિનામાં પુષ્કરનો મોટો મેળો ભરાય છે ત્યારે આ સ્થળે પણ ઘણા હિન્દુઓ આવે છે.

અજમેરમાં ચા તથા બીડીનો પ્રચાર ખૂબ ઓછો છે. બીજા શહેરોની જેમ નાકે નાકે હોટલ મળવી મુશ્કેલ. ગૂજરાત કરતાં ચા ઓછી પિવાય છે. પણ સમય જતાં તેનું આ ગૌરવ પણ જોખમાશે. વર્ષો પહેલાં જે ગામડામાં ચા ન હતી તે ગામડાં આજે તેના ભોગ બની ગયાં છે તો આવા શહેરને તેમાં ફસાતાં કેટલી વાર ?

* હવે આપણી સરકાર છે તે માથું મારે છે એ ઈષ્ટ છે.

પૃથ્વીરાજ ચૌહાણના બાપ સોમેશ્વરે જે તારાગઢનો કિલ્લો બંધાવેલો તે પણ જોયો. આજે તો તે માત્ર પ્રાચીન કાળના અવશેષ તરીકે છે. ૩૦૦૦ ફીટ ઊંચે આવેલો આ કિલ્લો જોવા પછી હવે આશ્ચર્ય નથી થતું કે એટલે ઊંચે પહાડ પર તે કેવી રીતે બાંધ્યો હશે. કારણ કે દેલવાડાનાં દહેરાં જેવી કારીગરી આગળ આવા કિલ્લાનાં ગુણગાન ગાવાની જરૂર નથી. ઐતિહાસિક દ્રષ્ટિએ એક જમાનામાં આટલી ઊંચાઇને કારણે દુશ્મનોથી બચવા આવો કિલ્લો રાજાના વસવાટ માટે મહત્ત્વનો હશે, પણ આજે તો ત્યાં કોક મુસલમાનો જ રહે છે.

અહીં એક જૈનનું દેરૂં છે. તે ખાસ જોવા જેવું છે. સ્વર્ગ અને પૃથ્વીલોક વગેરેનો સ્પષ્ટ ખ્યાલ આપવા પ્રયત્ન કર્યો છે. કેટલાંય વર્ષોથી કામ ચાલ્યા કરે છે. નાના બાળકને રમકડાના આ સાચા સ્વર્ગમાં આનંદ પડે એવું છે. ઉપર મોર અને ઐરાવતને ઊડતા જોઇ આપણે પોતે પણ વિમાનમાં ઊડતા હોઇએ એવો ખ્યાલ આવે છે. આજુબાજુ આયના જડેલા છે. તેથી અનેક પ્રતિબિંબો દેખાય છે. જાણે આપણે જોયા જ કરીએ. લાખો રૂપિયા ખર્ચેલા છે.

# જયપુર

કલકત્તામાં કેટલેક સ્થળે ફરતાં લાગે છે કે કલકત્તા તો અંગ્રેજોનું જ છે. બનારસમાં ફરતાં એમ લાગે છે કે અહીં તો આજે આ વીસમી સદીમાં પણ તેના તે પ્રાચીન જમાનાના બ્રાહ્મણોની જ આણ વર્તે છે, આગ્રામાં ફરતાં ડગલેને પગલે મોગલ જમાનાની ભવ્ય સ્મૃતિ તાજી થાય છે, તેમ જયપુરમાં ફરતાં હિન્દના રજવાડાનાં દર્શન થાય છે. રામના આ જૂના વંશજો હોઇ હજી ય રાજા સૂર્યવંશી હોવાનો દાવો કરે કરે છે, અને મનુ ભગવાનના નિયમોનું પાલન કરે છે. કાટખુણે બાંધેલા આ શહેરના સો ફીટ પહોળા અને બે માઇલ સુધી લાંબા સીધા રસ્તા જોતાં આ શહેર કેટલી કાળજીથી બાંધ્યું હશે તેનો ખ્યાલ આવે છે. બારીઓ ખૂબ નાની અને ગુલાબી રંગની છે.

ફતેહપુરસિક્રી અને જયપુર જોતાં સોળમી સદી બાંધકામમાં કેવી સમાન હતી તેનો બંને સ્થળે લાલ પત્થરના બાંધકામ જોતાં કંઇક ખ્યાલ આવે છે.

જયપુરમાં રામનિવાસ નામના બાગમાં સંગ્રહસ્થાન છે. તે જોવા જેવું છે અને સુંદર છે. અત્યાર સુધીના બધા મહારાજાઓના

આખા કદનાં ભાતભાતનાં ચિત્રો તેમાં છે. જયપુરનું હાથીદાંતનું તેમજ પિત્તળ પરનું ચિત્રકામ ખાસ જાણીતું છે. રાગનું સંગીતમાં શું મહત્ત્વ છે અને જુદા જુદા રાગોની માણસ પર શી શી અસર થાય છે તેનાં ચિત્રો ત્યાં સારાં છે. આ ઉપરાંત આખા હિન્દમાં જયપુરમાં જ મોટી વેધશાળા છે. દિલ્હીની વેધશાળા પણ જયપુરના રાજાએ જ બંધાવેલી છે. દિલ્હી કરતાં જયપુરની વેધશાળા મોટી છે અને ઘણાએ પરદેશી મુસાફરો જયપુરમાં વેધશાળા જોવા આવતા હોવાથી જયપુરની વેધશાળા એ વિષયના નિષ્ણાતો માટે વધુ આધારભૂત છે ગુજરાતના કેટલાએ ઝવેરીઓ જયપુરમાં વસેલા છે અને ઝવેરાતનું સારામાં સારૂં કામ જયપુરનું આજે ય ગણાય છે.

મને એક કડવો અનુભવ થયો. આ બાજુ લોકો લાજ–ઘમટો ખૂબ તાણે છે આ લાજઘૂમટાનો કાંઈજ અર્થ નથી પણ રિવાજ પડી ગયો છે એટલે થાય શું? આટલા પહોળા રસ્તા છતાં લોકો સ્વચ્છતા રાખતા નથી. અમે ગયા તે દિવસે ત્યાં મેળો હતો. ગામેગામનાં ખૂબ માણસો મેળામાં આવ્યાં હતાં આ લોકો ખૂબ ગંદા હતા. તેમની પાસેથી જતાં સૂગ ચઢતી હતી. આઠ દસ સ્ત્રીઓનું એક ટોળું જતું હોય તો તેમનો આખો દેહ બટાઈ ગએલી ખીચડી જેવો દુર્ગંધ મારતો હોય. ક્યાં આબુની સ્વચ્છ હવા અને ક્યાં આ અસ્વચ્છ લોકો. મનુષ્ય જાત પ્રત્યે મને કદી સૂગ ચઢી હોય તો આ પ્રથમ વખત જ. હરિજનો પણ આટલા અસ્વચ્છ નથી હોતા. જ્યારે આ લોકો પાસેથી જઈ રહ્યા હોય તો નાક દાબવું પડતું. જે 'ગલતો' જયપુરમાં જોવા જેવું સ્થળ ગણાય છે તેનું કુદરતી સૌંદર્ય આજે નષ્ટ થયું લાગતું હતું. મને થયું કે આ મેળાને દિવસે ક્યાં આવ્યો? પહાડ ચઢી બીજી બાજુએ નીચે ઊતરી એ ખીણ વચ્ચે એક નાનું સૂર્યદેવનું મંદિર છે. ત્યાં જતાં વચમાં ગૌમુખમાંથી પડતા પાણીથી ભરેલા બે હોજ આવે છે. પાણી ખૂબ ઊંડું

છે. મેળાને દિવસે લોકો તેમાં નહાય છે. એ દિવસે તેમાં નહાવાનું માહાત્મ્ય મનાયું છે. પણ આજે તો અનેક જાતના માણસોના નહાઇ જવાથી આ પાણી કલુષિત અને ગંદુ થઇ ગયું હતું. હું તો કદી આ પાણીમાં ન્હાઇ શકાય એવી કલ્પના જ કરી શકતો નથી

આ લોકો એમ માનતા હશે કે અમે નહાઇને સ્વચ્છ થઇએ છીએ. પવિત્ર બનીએ છીએ. પવિત્ર થવાનું તો ક્યાં રહ્યું ? પણ અનેક માણસોના ગંધાતા પરસેવાવાળા આવા પાણીમાં નહાનાર રોગને આમંત્રે છે. વધારે આશ્ચર્ય તો મને એ થયું કે આ સ્ત્રીઓ જે લાજ ઘૂમટો તાણતી હતી તે આજે તાંડવ સ્નાન કરી, લાજ શરમથી કંટાળી જઇ, સર્વ કપડાં ફેંકી દઈ નગ્ન સ્નાન કરી રહી હતી. પાસે જ પુરૂષોનો નહાવાનો હોજ હતો છતાં પુરૂષોની હાજરીની પરવા કર્યા વગર આ સ્ત્રીઓ નગ્ન નહાવામાં શરમ કે નાનમ નહોતી માનતી. આવા આ સ્નાન તરફ મને ઘૃણા ઊપજી. દેવસ્થાનો પર તિરસ્કાર છૂટયો. પુરૂષો જે સામી નફટાઈ બતાવતા તે તરફ દુઃખ અને ક્રોધ ચઢયો. આટલું સારૂં સ્થાન આજના વાતાવરણને કારણે મલિન અને ભ્રષ્ટ થઇ ગયું હતું. આ પ્રસંગે મન પર એવી છાપ પાડી કે જયપુર છોડી ઝટ ભાગી જવું યોગ્ય માની અમે દિલ્હીને રસ્તે ઊપડયા.

## દિલ્હીથી જમ્મુ જતાં ટ્રેનમાં

જયપુરથી દિલ્હી આવી, થોડો આરામ લઇ વળતાં નિરાંતે દિલ્હી જોવું એમ નક્કી કરી હાલ તુરત તો કાશ્મીર તરફ જ લક્ષ રાખી હિન્દનું પાટનગર દિલ્હી છોડયું.

પ્રવાસમાં કેટલીકવાર મઝા આવે છે અને કોઇ તકલીફ, જેવી કે માંદગી, કે બીજી હેરાનગતિ આવી પડતાં પ્રવાસ નિષ્ફળ પણ જાય છે. અત્યાર સુધી તો ખૂબ આનંદમાં પ્રવાસ કર્યો હતો. અને ધાર્યા કરતાં વિશેષ મઝા માણી હતી આટલા અનુભવે કહી શકું છું કે મને પ્રવાસમાં મુશ્કેલી શરીરની કદી પડીજ નથી. કુદરતનું આકર્ષણનું આ એક સબળ કારણ છે.

ટ્રેનની અમારી મુસાફરી બારંવારની થઇ પડી હતી એટલે નક્કી કર્યું હતું કે વહેલા સ્ટેશને જઇ સારી જગા મેળવી લેવી. દિલ્હીથી શ્રીનગર માટે જમ્મુ જવું પડે છે. આ રસ્તો ઘણો લાંબો છે. વહેલા આવવાનું નક્કી કર્યા પછી અમે સાડા દસે ઊપડતી ગાડી માટે નવ વાગે સ્ટેશને આવ્યા. પણ ત્યાર પહેલાં એક ટ્રેન જે નવને પાંચ મિનિટે ઊપડતી હતી તેમાં જવા માટે ઉતાવળા થયા અમારા બેસ્યા પછી ટ્રેન એક જ મિનિટે ઊપડી. અમે ગમે તે ડબ્બામાં ઘૂસી

ગયેલા એટલે જગા ખૂબ ખરાબ મળી હતી. મુસાફરી પણ લાંબી હતી. ચાલવાને રસ્તે પરાણે બિસ્ત્રો મૂકી તેના પર બેઠા. પછી ઊંઘવાની તો આશા જ શી? ગાડી ઊપડતાં, મુસાફરો કાંઇક થાળે પડતાં બેસવા જેટલી જગા દેખાવા છતાં આ મુસાફરો એવા પહેલવાન અને સશક્ત હતા કે તેમને ખસો એમ કહેવા હિંમત ન ચાલતી. મોટા કદવાળા આ પરોણો આગળ અમે બાળક જેવા લાગતા હતા. ભાષાની પણ મુશ્કેલી હતી. એટલે જ્યાં ગોઠવાઇ જવાય ત્યાં જ શાંતિથી બેસવું સહીસલામત હતું; પણ આટલેથી પતે એમ ન હતું. ચોમાસાની ઋતુ હતી. અમારી મેલ ટ્રેન હતી. આજુબાજુ ઘાસ ખૂબ ઊગ્યું હતું. ટ્રેનની બત્તીનો પ્રકાશ ઘાસમાંના જીવડાંને આકર્ષી રહ્યો હતો. ઝડપી ટ્રેનમાં જીવડાં પણ ઝડપથી ઘૂસી જઇ અમારા પર ગમે ત્યાં અથડાતાં હતાં. આવાં તો સેંકડો જીવડાં દરેકની આસપાસ પથરાઇ ગયાં હતાં. બત્તી આ સમયે ડખલરૂપ હતી. આ જીવડાંઓએ આવી મુસાફરોમાં કેંક રસમય વાતાવરણ જમાવ્યું અને વાર્તાલાપ ચાલુ થયો આથી અમે એક બીજાના કેંક પરિચયમાં આવવા લાગ્યા.

રાત્રિ એટલે દિવસના સતત શ્રમ પછી દરેકને માટે આરામ અને શાંતિનું સ્થાન. છતાં ગાડીની ભીડાભીડમાં કેટલાક અજ્ઞાન અને ગરીબ મુસાફરો વ્યવસ્થિત સૂવાનું સ્થાન ન મળ્યું એટલે ઊભા ઊભા ઊંઘવા લાગ્યા. કેટલાક ટૂંટિયુંવાળી સૂતા હતા, કેટલાક પરસ્પર પગ અને માથાનો સહકાર સાધી સૂતા હતા. વર્ણાવર્ણી, નાતજાતના ભેદાભેદ છોડી જ્યારે બધા ઐક્ય અને સહકાર સાધી ઊંઘતા હતા ત્યારે એ દૃશ્ય કોઇ અપૂર્વ બંધુતા દર્શાવતું હતું. ગમે તેવી વિકટ પરિસ્થિતિમાં ય મનુષ્ય પોતાનો માર્ગ ગમે તે રીતે શોધી લે છે. બેસવાનું પણ ઠેકાણું નહીં દેખાયલું ત્યાં બધા મનુષ્યો મારા સિવાય ગજબ રીતે ઊંઘ લઈ રહ્યા હતા.

રેલગાડી એ પણ ટૂંક મુદત માટે એક સંસ્થા જેવી છે. દરેક પ્રકારના માણસો ત્યાં મળી રહે છે. સંસ્થામાં સહવાસથી જે પરિચય કેળવાય છે તેવો જ કાંઈક ટ્રેનમાં પણ ઝડપથી કેળવાય છે. જો એક મુસાફર પોતાનો સામાન સરખી રીતે મૂકે તો મને સૂવાની જગા મળે તેમ હતું. મેં તેમને તેમ કરવા વિનંતી કરી, પણ તેમણે પોતાના સામાનને જરાય ચસકવા દેવા નામરજી દર્શાવી. મને બાજર પાસે બસી નીચે છીવડાંના ઢગમાં સૂવા જણાવ્યું. મેં બધી રીતે વિચાર કરી તેમના ગમેતેમ પડેલા સામાનને મારી મદદ સ્વીકારી યોગ્ય રીતે ગોઠવવા અને મને ઊંઘવાની અનુકુળતા કરી આપવા ફરી સમજાવ્યું. છતાં આ ભાઇ તેમના નિશ્ચયમાં અડગ રહ્યા. અમારો આ સંવાદ નજીકના બીજા એક ભાઇ સાંભળતા હતા. કોણ જાણે તેમને મારા તરફ સહાનુભૂતિ ઉત્પન્ન થઇ. આ ભાઈ થોડું ઊંઘ્યા હતા. તેમણે મને તેમની તૈયાર પથારીમાં સૂવા કહ્યું. મને તેમની ઊંઘના ભોગે ઊંઘવું ન ગમ્યું. આખરે તે અત્યાગ્રહી બન્યા અને મારે ઊંઘવું પડયું. એક ભાઈ સામાનમાં સહેજ ફેરફાર કરી સગવડ આપી શકે તેમ હોવા છતાં આપવા તૈયાર ન હતા, જયારે બીજા ભાઈ પોતાની ઊંઘ ગુમાવી મને તૈયાર પથારીમાં ઊંઘવા આગ્રહ કરી સમજાવી રહ્યા હતા. આવા સુંદર પ્રસંગે લાગે છે કે આ જગતમાં માનવીની એક કોટી એવી છે કે જે બીજાનું ઝૂટવી લે છે. એક બીજી કોટી એવી પણ છે કે જે બીજાને આપીને રાજી થાય છે. જેને નથી બદલાની પરવા કે નથી વાહવાહની લોલુપતા. સ્વભાવિક-ફરજ સમજી ને એ જીવનક્રમ યોગ્ય રીતે યોજી જીવ્યું સાર્થક કરી જાય છે. એવી બેય જાતના માનવો જોયા છે. નિરાશા અને અંધકારમાં પેલા બીજી જાતના, ફરજ માનનારાઓએ સદા શાંતિ અને પ્રકાશનાં કિરણો રેડેલાં છે.

---

## જમ્મુથી શ્રીનગરને રસ્તે—મોટરમાં

અમે ગાડીમાં બેઠાંબેઠાંને કંટાળી ગયા હતા અને ખાણા-પીણાની મુશ્કેલી હતી જ, એટલે ક્યારે જમ્મુ પહોંચીએ એમ થયા કરતું હતું. બપોરના જમ્મુ પહોંચ્યા. અહીં દુધ ફળ વગેરે ખાઇ મોટરની ટિકિટ લીધી. સ્ટેટ તરફથી જવા માટે સવા રૂપિયો કર અહીંથી લેવામાં આવે છે. સામેના ઊંચા પહાડો પર અને તેના ઊંચામાં ઊંચા શીખરને ભેદી અમારે મોટરમાં જમ્મુ જવાનું હતું. જમ્મુ કાશ્મીરમાં બીજુ મોટું શહેર છે. રાજા ઉનાળામાં શ્રીનગર રહે છે અને શિયાળામાં જમ્મુ રહેવાનું રાખે છે. જમ્મુ દરિયાની સપાટીથી ૧૨૫૦ ફીટ ઊંચુ છે. જમ્મુથી શ્રીનગર જવા અમારે મોટરમાં ૨૦૫ માઇલ જવાનું હતું. * શ્રીનગર જવાના બે રસ્તા છે. એક જમ્મુનો અને બીજો રાવળપિંડીનો. સૃષ્ટિસૌંદર્ય અને ચઢઊતર વધારે જોવાં હોય તો જમ્મુના રસ્તાની જ પસંદગી

---

* હવે લાહોર અને રાવળપિંડી બંને પાકીસ્તાનમાં જતાં હાલ તુરંત તો આ રસ્તા બંધ છે. પણ સમય જતાં યુધ્ધોથી ત્રાસેલ માનવ જ્યારે શાંતિ માટે ઝંખશે ત્યારે હુલ્લડમાં ભયંકર રમખાણ જોએલ આ પ્રદેશ પણ શાંતિમય બનશે અને પૂર્વવત વહેવાર ચાલુ થશે.

કરવી. જવાઆવવાનું ભાડું સાડાદશ રૂપીયા છે. અને બાર આના વધુ આપતાં આ રસ્તાનુ જોવાઇ ગયેલું દશ્ય ન જોતાં રાવળપીંડીના રસ્તાનું નવું દશ્ય જોવા પણ જઇ શકાય છે.

આ બાજુ મોટરને પહાડોમાં ઊંચું નીચું ચઢવું પડે છે. ઘડીમાં ૭૦૦૦ ફીટ તો ઘડીમાં ૪૦૦૦ ફીટ આમ મોટર સડસડાટ ઘરરર્ કરતી પહાડોમાં ગોળ ફરે છે. આજુબાજુ પહાડો અને નીચે મોટી ખાઇઓ. સામે જોતાં લાગે કે આગળ રસ્તો જ બંધ છે. ત્યાં મોટર સહેજ વળાંક લે અને મોટરને બીજે ઊંચે પહાડ ચઢવો પડવાનો એમ દેખાય. કેટલીક વાર જે નીચેને રસ્તે થઇને અમે ઉપર ચઢયા હોઇએ તે રસ્તો ઉપરથી જોતાં સાંકડો પટ્ટી જેવો લાગતો અને ત્યાં ઊભેલો માણસ એક ટપકા જેટલો દેખાતો. પ્રથમ આબુ ગયેલો ત્યારે ૫૦૦૦ ફીટની ઊંચાઇએ મોટરને સડસડાટ લઇ જતા ડ્રાઇવર ઉપર હું ખુશ થઇ ગયો હતો. પણ અહીંનો પ્રવાસ કરતાં મને થયું કે આ ડ્રાઇવરો આગળ આબુનો ડ્રાઇવર કશી વિસાતમાં નથી. આબુના ડ્રાઇવરોને તો ફક્ત અઢાર માઇલનો રસ્તો અને તે પણ ફક્ત ૫૦૦૦ ફીટની ઊંચાઇ સુધી જ ચઢવાનો હતો. જ્યારે અહીં તો ૨૦૫ માઇલનો માર્ગ કાપવાનો હતો અને તે પણ ઘડીમાં ૭૦૦૦ ફીટ ઊંચો જાય તો ઘડીમાં ૪૦૦૦ ફીટ નીચો ઊતરી આવે અને ઘડીમાં પાછો ૯૦૦૦ ફીટની ઊંચાઇએ પહોંચી જાય એવો તરંગી. ડ્રાઇવર સહેજ ચૂકે તો અમારા તો રામ-બોલો ભાઇ રામ. અમે તેને આશરે હતા.

કરોડો રૂપિયા ખર્ચવામાં આવે તોય જમ્મુથી શ્રીનગરની રેલ્વે થવી શકય નથી. આ પહાડોમાં સીધી જગા જ નથી. વળી કેટલા ય મદમસ્ત હાથીઓ ખડકાયલા હોય એવા મોટા પથ્થરનાં ચોસલાં ઠેર ઠેર, આ પડ્યાં, હમણાં ગબડી પડશે, મારી નાંખશે, !

એવો ભય ઉત્પન્ન કરતાં કરા પણ આધાર કે ટેકા વગર ખીણોમાં ટીંગાઈ રહ્યાં હોય છે. જ્યારે અહીં વાવાઝોડું, વરસાદ, અને તોફાન થાય છે, ત્યારે માણસને જીવનમરણના ખેલ સપાટામાં રમાડી નાખે છે. આમાંથી ઝાડ તો શું પણ હિંસક પ્રાણી કે મોટર સુદ્ધાં બચી શકતાં નથી. પૈસાને જ કારણે આ જમાનામાં રેલ્વે ક્યાંય અટકે નહિ. પણ અહીં તો કુદરત રેલ્વેને રૂક જાવ સંભળાવે છે.

જમ્મુથી શ્રીનગર જતાં નીચેનાં સ્થળો આવે છે જ્યાં મોટર થોડું થોડું રોકાય છે અને મુસાફરો ચાપાણી પી ખાવાનું ખરીદી ખાઈ લે છે. ખાવામાં તો ખાસ કરીને દૂધ, રોટી અને ફળ મળે છે. ૨૧ માઈલ પર ઝાંઝર, ૨૮ માઈલ પર ટીકરી, ૪૨ માઈલ પર ઉધામપુર, ૬૬ માઈલ પર ખાહ, ૭૯ માઈલ પર ખરોટી, ૮૯ માઈલ પર તિરોહ, ૯૭ માઈલ પર રામબન, ૧૧૩ માઈલ પર રામસુ, ૧૨૩ માઈલ પર બનિહાલપાસ, ૧૫૩ માઈલ પર મપરમંડા, ૧૬૪ માઈલ પર કાઝીગંડ, ૧૭૫ માઈલ પર ખાનાબલ, ૧૮૯ માઈલે અવંતીપુર અને ૨૦૫ માઈલે શ્રીનગર આવે છે.

આ સ્થળોએ મોટરોનું ખાસ એ સાચવવાનું હોય છે કે એ અથડાઈ ન પડે. આથી સ્ટેટ તરફથી અમુક વખતે અમુક નક્કી કરેલ મોટરોએ નિયત સ્થળે આવી જવું પડે છે. કેટલાક રસ્તા એવા આવે છે કે એક જ મોટર પસાર થઈ શકે. બીજી જો આવે તો ન પાછી વળાય, ન આગળ લેવાય. નીચે ઊંડી ખાઈ.

એકવાર એક અનુભવીએ અમને આંગળી બતાવી કહ્યું કે જો આ રસ્તે ઊતરો તો સીધા પેલી સડક દેખાય છે ત્યાં પહોંચી જશો. અમે ઊતર્યા. અને મોટરને તો ગોળ ફરી ફરીને આવવાનું હતું. વધુમાં વધુ ચઢાવ બનિહાલપાસનો ૯૦૦૦ ફીટનો આવેલો. ઘડીમાં

મોટર સરરર્ કરતી નીચે ઊતરતી તો ઘડીમાં ઊંચે ચઢતી. અહીં તો હજાર હજાર ફૂટની ચઢઊતર કરવાની હતી. આવે રસ્તે બે ત્રણ વખત બદબો આવેલી. આગળ અકસ્માતો વિષે લખ્યું તે પણ આ બદબોનું કારણ હોય. નાક દાબવું પડે એવી ભયંકર બદબો આવતી; જાણે કોઇ પ્રાણી મરી ગયાં ન હોય. પગ સરકે ને નીચે ગબડે તે ફરી ઉપર આવવા ન પામે.

અહીં સૌંદર્યમાં ખૂબ વિવિધતા હતી. સો સો ફીટ ઊંચાં ચિનાર અને દેવદારનાં, પાઇન અને સરોના ઊંચાં ઊંચાં ગગન ભેદતાં વૃક્ષો જોવા મળતાં હતાં. આટલા ઊંચા પહાડોમાં આ વૃક્ષો પણ ઘડીમાં દેખાતાં તો ઘડીમાં વાદળમાં ઢંકાઈ જતા. ગૂજરાતમાં વાદળાં રોજ ઊંચે જોતા. અહીં તો વાદળાં ઝાડોમાં સંતાઇ રહેતાં, ઘડીમાં દોડતાં તો ઘડીમાં ડુંગરા પાછળ અદૃશ્ય થઇ જતાં, દેવોના વિમાન જેવાં ચોતરફ આમતેમ દોડતાં હતાં. મોટર ફરતી અને ઘડીમાં અમે વાદળાંને ઊંચે જોતા તો કેટલાકને ચોરની જેમ બખોલમાં લપાઇ રહેલાં જોતાં. એક પછી એક દૃશ્ય બદલાતું જતું હતું. કુદરત તેના પ્રચંડ અને મુગ્ધ સ્વરૂપમાં અહીં જ દેખા દેતી હતી. છાપરાંની માફક પહાડ પર પહાડ ખડકાયલા લાગતા હતા, મોટર ગોળ ગોળ ફરતી હતી, ઊતરતી હતી, ચઢતી હતી. આગળ પહાડ, સામે પહાડ, પાછળ પહાડ. જાણે પહાડોની પરિષદ મળી હતી. અમે પહાડોમાં—મોટા દરિયામાં જેમ નાવડી ફરે તેમ—નાનકડાં ઢીંગલા ઢીંગલી જેવાં લાગતા હતા.

આ પહાડોના સૌંદર્યમાં વધારો કરતી સરિતા ચિનાબ ઘૂ ઘૂ કરી રહી હતી. ગળે વીંટાયેલા સાપ વિના જેમ શંકરની મૂર્તિ અડવી લાગે છે તેમ નદી કે ઝરણાં વિનાનો પહાડ પણ અડવો લાગે છે. આ પહાડોમાં તો નાનાં મોટાં ઝરણાં, ખળખળિયાં, અને ધોધ

સતત પડયા જ કરે છે અને તેની મોટી ભગિનીને મળવા ધસી જાય છે. અમારી મોટર અને નદીનો પ્રવાહ ઘણીવાર નજીક નજીક આવી જતાં. કેટલીક વાર મોટર અને નદીના પ્રવાહને હજારો ફીટનાં છેટાં પડતાં. મોટર ઊંચે જતી ત્યારે સામે ઊંડી ખાઇ અને નીચે હજાર ફીટ દૂર ચિનાબ સર્પ ચાલ્યો જતો હોય એવી આટલે દૂરથી લાગતી. કોણ ઝડપથી વહે છે તે શોધવાની અને જાણવાની મારી વૃત્તિ થઇ. દૂરથી લાગતું કે મોટર ઝડપથી આગળ જાય છે અને નજીકથી જોતાં લાગતું કે નદી જોસમાં વહે છે. પણ આનો કશો ચોકકસ નિર્ણય થઇ શકતો નહતો. આ મુસ્કેલીનો અંત એ રીતે આવ્યો કે એક મોટું લાકડું પાણીમાં તણાતું આવ્યું. મેં નક્કી કર્યું કે જો મોટર આ લાકડાને વટાવી જાય તો મોટરની ઝડપ વધુ એમ માનવું. કુદરત અને યંત્રની હરીફાઇ શરૂ થઇ ગઇ. મનુષ્યે પોતાની બુધ્ધિ અને વિજ્ઞાનનો સુમેળ સાધી કુદરત સામે હરીફ બનવા મોરચા માંડ્યા. બે માઇલ સુધી અમે લાકડાને જોતા રહ્યા. નદીને વેગે વહેતું લાકડું કહેતું હતું કે કુદરત સામે બાથ ભીડવી મુશ્કેલ છે. થોડી મિનિટ સુધી આ રસાકસી ચાલી ત્યાં તો મોટરને અટકવાનું આવ્યું. જલવાહન લાકડું અમારા તૈલવાહનને આવજો આવજો કરતું ચાલ્યું ગયું.

વચમાં મોટરને ઘણે સ્થળે અટકવું પડતું. અમારી સાથે નાનાં બાળકો પણ હતાં. તેમની કુદરતી હાજતોને અંગે પણ મોટરને ખોટી થવું પડતું. કોઇ સ્ત્રીઓને આવી જગાએ ફેર આવતા અને ઊલટી પણ થતી. આથી ય મોટરને રોકાઇ જવું પડતું. અમારી મોટરમાં એક જાડો માણસ બેઠો હતો. તેનો અવાજ ભારે કર્કશ હતો. મોટરમાં એક બેનને ઊલટી થઇ એટલે મોટર સહેજ રોકાઇ હતી. પેલો માણસ જરા ઉતાવળિયો હતો. તેણે ડ્રાઇવરને મોટર હાંકવા સૂચના કરી ડ્રાઇવરે કહ્યું કે "પેલી બાઇને જરા કળ

તો વળવા દો ?' તો પેલો જાડો માણસ કહે, 'તમે બેસાડો છો ત્યારે જોતા કેમ નથી કે કોને બેસાડીએ છીએ ?' અને થયું વાહ ! શું ઉલટી થશે કે નહિ થાય તેની ડૉકટરી તપાસ પહેલેથી કરાવીને મુસાફરોને બેસાડવા ? મુસાફરીમાં આવા પ્રસંગોને લીધે સમય ઠીક રમૂજમાં પસાર થતો. રાત્રે અમે એક ગામમાં મોટર ખાલી કરી ઉતર્યા. આવાં સ્થળોએ વચમાં જ્યાં જ્યાં મોટર રોકાતી ત્યાં ખાવાનું મળતું અને ચાર જ પૈસા આપતાં સૂવા માટે ચારપાઇ ( ખાટલા જેવું) મળતી. બીજે દિવસે સવારે વહેલી મોટર ઊપડી. એ દિવસે પણ ઠેઠ પાછલા પહોર સુધી તો અમારે પહાડી રસ્તે જવાનું હતું. પણ ત્યાર પછી ૨૫ માઈલનો માર્ગ એવો આવ્યો જે બિલકુલ સપાટ હતો. એની વિશેષતા એ હતી કે આખે રસ્તે બંને બાજુએ ચિનાર અને પોપલરના ઝાડ સિપાઇની જેમ ઊભેલાં હતાં. આ ઝાડોની ઘટા એવી પથરાએલી હતી કે આકાશ તો વચમાં ફૂટ સમાન જ દેખાતુ. સાંજે આ દ્રશ્ય સુંદર લાગતું હતું. સવારે ઊપડેલી મોટરે ઠેઠ રાત્રે અમને શ્રીનગર પહોંચાડયા.

મોટરમાં પણ અમારી બધાયની દશા આટલું સુંદર હોવા છતાં ધીરજ ખૂટી હતી તો તે જમાનાનો વિચાર કરવો જોઇએ કે જ્યારે મોટર ન હતી અને ટટ્ટુના ગાડામાં મુસાફરી કરવી પડતી. ઢાળ ઉતરતાં મોટરમાં તો બ્રેક પણ હોય છે. પણ આ ટટ્ટુને કેમ બ્રેક લગાડતા હશે ? તે જમાનામાં જરૂર સગવડ હશે પણ અકસ્માતો કે મુશ્કેલીઓ આથી પણ વિશેષ હશે. કાશ્મીરને પહેલાં લોકોએ દુર્ગમ માની તે જોવા માટે આટલો વખત અને શ્રમ તે સમયમાં નહિ આપ્યો હોય. હવે ઘણા ગુજરાતીઓ પણ જાય છે. સ્વદેશમાં

આટલો સુંદર પ્રદેશ છતાં ઘણા શા માટે પરદેશમાં જઈ ત્યાં પૈસા ખર્ચી આવતા હશે! ખરેખર કાશ્મીર એ આ જમાનાનું એવું અદ્ભુત સ્થળ છે કે જેનો જોટો ભાગ્યે કયાંય મળે!

રાત્રે શ્રીનગર પહોંચ્યા. ગમે તે ધર્મશાળા ખોળી કાઢી અમે ઝટ સવારની રાહ જોતા ગમે તે ખાદ્ય પરવારીને, ચારપાઈમાં પડયા. મુસાફરી સુંદર હતી છતાં એક ને એક સ્થળે બેઠેલા અને મોટરની ચઢઉતરમાં શરીરને ડોલાયમાન થવા દીધેલું અને હીંસોળા ખવડાવેલા તેનો થાક કાંઇ ઓછો ન હતો. આંખે તો ખૂબ જોયું હતું એટલે તેણે શાંતિ મેળવવા કયારનીયે રસ્તામાંથી જ ઊંઘરાણી શરૂ કરી દીધી હતી.



## શ્રીનગરમાં

### જેને રામ રાખે રે તેને કોણ મારી શકે !

શ્રીનગરમાં આવી બીજે દિવસે આર્યસમાજ મંદિરમાં જઈ ત્યાં રહેવાની વ્યવસ્થા કરી. ઉત્તર હિંદમાં ઠેર ઠેર આર્ય સમાજ મંદિર મુસાફરોને કામમાં આવે છે. જો કે મારી પાસે મારી ઊતરવા કરવાની વ્યવસ્થા કરવા શ્રીનગર ખાદી ભંડારના વ્યવસ્થાપક ઉપર પૂ. ઠક્કર બાપાએ લખી આપેલો પત્ર પડયો હતો. તેનો ઉપયોગ જરૂર પડે તો જ કરવો એમ વિચારી હાલ તુરત તો આર્યસમાજ મંદિરમાં રહેવું અમે યોગ્ય માન્યું.

ગુજરાતીને શ્રીનગરની કલ્પના આપવી મુશ્કેલ છે. શ્રીનગર પાંચ હજાર ફીટ ઊંચું છે છતાં ખીણમાં વસેલું છે, કારણ કે તેના થી પણ ઊંચાઊંચા પહાડો ચારે દિશામાં પથરાએલા પડયા છે. અહીં જેલમ જ્યાં જઈએ ત્યાં જોવા મળે છે. કાશ્મીરમાં ફરવાના બે રસ્તા છે. એક તો ગાડી કે મોટરોની સડકનો સ્થલમાર્ગ અને બીજો જેલમ અને તેની નહેરોનો જલમાર્ગ.

અહીં મુખ્ય પેદાશ ફળની છે. તેમાં લીલી દ્રાક્ષ, લીલાં આલુ, નાસપતી, અખરોટ અને પીચ મુખ્ય છે. અહી રેશમ અને ઊનનાં કારખાનાં છે. અહીંનાં ભરતકામ, શાલો ગાલીચા, પશમીના વગેરે પ્રખ્યાત છે. કેસરનાં ખેતરો અહીં પ્રથમ જોયાં મધપુડા પણ પહાડોમાં ખૂબ હોય છે. રેશમ જ્યારે ફાટી જાય છે ત્યારે અહીંના લોકો તેને એવી સુંદર રીતે રફુ કરે છે કે ક્યાં સાંધ્યું છે તેની ખબર ન પડે.

અહી હિન્દુ ૬ લાખ છે, મુસલમાન ૨૬ લાખ છે. રાજા હિન્દુ છે, થોડીકજ પ્રજા ખાધેપીધે સુખી છે. સ્ટેટના કારભારમાં

અને બીજા કામકાજમાં જેઓ છે તેઓ જ કાંઈક સુખી છે. એટલે બાકીની પ્રજા રોજનું રોજ રળી લે છે. મુખ્ય ધંધો હોડીનો છે. વળી ફળફળાદિના ઢગ ખાવા મળી રહે છે અને નદી આંગણે હોવાથી મચ્છી ખાઈ આ લોકો પોતાનું જીવન નભાવે છે. અહીં શિયાળામાં એટલી સખ્ત ઠંડી પડે છે કે ઘરની બહાર નીકળવું ભારે પડી જાય. કાશ્મીરની ઠંડીનો અનુભવ લેવો હોય તો નવેમ્બર ડિસેમ્બરમાં ત્યાં જવું જોઈએ. ત્યાં ફરવા માટે વૈશાખથી ભાદરવા સુધીનો સમય અનુકૂળ છે. એ વખતે ત્યાં વધારે ઠંડી પણ નથી હોતી તેમ બીજી રીતે પણ હવા ખુશનુમા હોય છે. એટલે આપણે ત્યાં જેમને ભાદરવો મહિનો સદતો ન હોય તેમણે કાશ્મીરમાં આ સમય ગાળવા જવું જોઈએ.

પહેલી મુલાકાતે તો શ્રીનગર શહેર આપણને સારું લાગે છે. પણ શ્રીનગરથી આગળ આવેલાં ડાલસરોવર જેવાં રમણીય દૃશ્યો જોઈ આવ્યા પછી શ્રીનગરની શ્રી ઝાંખી લાગે છે. કારણ કે તેની ગંદી ગલીઓ અને સાંકડી નહેરો નજરે પડે છે. તમે હિન્દુ-સ્તાનના કોઈપણ શહેરમાં ફરો પણ હોડીથી આટલો બધો વ્યવહાર ચાલતો તમને ક્યાંય જોવા નહિ મળે. અહીં મજૂરી સસ્તી છે. શાક-ભાજી અને અનાજ ઘણાં સસ્તાં મળે છે. વળી તે ખૂબ સ્વાદિષ્ટ અને કદમાં પણ મોટાં હોય છે. કોળું અને તડબૂચ, દૂધી અને કાકડી ખૂબ મોટાં થાય છે.

જેલમમાં તરતાં ઘરો હોય છે તેને શિકારા કહે છે. તેમાં બારીબારણાંવાળા અને ફરતીચરથી સુસજ્જિત ડ્રોઇંગ રૂમ, સૂવા બેસવાના ઓરડા, રસોડું, રવેશ અને ખુલ્લી ગેલેરી હોય છે. આ શિકારા માળવાળા પણ હોય છે માળ વગરના પણ હોય છે. તેમાં સુંદર ગાલીચા બિછાવેલા હોય છે. શિકારાને દોરડાવડે કિનારે

બાંધી રાખવામા આવે છે. તેનું ભાડું મહિને રા. ૩૦ થી રૂા. ૧૦૦ સુધી હોય છે આવો એક શિકારો ભાડે કર્યો એટલે રહેવાય પણ ખરું અને ફરવાનું મન થાય ત્યારે જેલમમાં ફરાય પણ ખરું. કુંભકમીના સાથે આવેના માટે આ સગવડભર્યું ખરું.

પરદેશીઓ કાશ્મીરને ગ્રીસ અને સ્વીટ્ઝરલેન્ડ સાથે સરખાવે છે અને જેલમને ટેમ્સની ઉપમા આપે છે. રવિવારે અમે જેલમમાં ફરવા નીકળ્યા બે રૂપયા આપી આખા દિવસ માટે એક શિકારો ભાડે કર્યો. આમા એક ઓળખીતા કાશ્મીરીની દલાલી આઠ આના ચઢી ગઇ હતી બીજા ગૂજરાતીએ દોઢ રૂપિયો આપ્યો હતો. આ માઝી (હોડી હાકનાર) સ્વભાવે સારો અને કુશળ હતો એટલે આઠ આના મજરે પડ્યા હતા સ્વભાવે આ લોકો ઢીલા અને ખુશામતિયા લાગવા જાણે કાંઇ પડી જ ન હોય આ લોકો કુદરતને ખોળે પડ્યા છે એટલે કુદરત પણ તેમની પ્રત્યે રહેમ રાખે છે. રવિવારે રજા હોવાથી શ્રીનગરના પંડિતો શિકારામા સહેલ કરવા નીકળ્યા હતા. પંડિત કુટુંબની સ્ત્રીઓનું રૂપ અદ્ભુત હોય છે.—મજબૂત બાંધો છતાં સુકોમળ ભરાવદાર ચુનામી ગાલોવાળી, લાંબા ગળાવાળી, પરવાળા જેવા ઓષ્ઠવાળી, રમણીયતાથી ભરપૂર, લાંબા અણિયાળા પોપટની ચાંચ જેવા નાકવાળી, દિવ્યાંગના સમ દીપતી અદ્ભુત સૌંદર્યથી પરિપૂર્ણ લાંબા કાળા સર્પની ફેણ જેવા છૂટા ઝૂલતા વાળવાળી આ કાશ્મીરી સ્ત્રીઓ પોષાકની સજાવટથી રૂપમા વધારો કરતી અમારી પાસેથી શિકારામાં પસાર થતી અને તેમના શિકારામાથી જ્યારે ગ્રામોફોનની વાગતી રેકર્ડમા સાંભળવા મળતુ કે 'પ્રેમકી નૈયા ચલી જલમે' ત્યારે એ કડી ખરેખર આ પ્રસંગ, આ સ્થળ અને આના આ રમણીઓના રૂપને પ્રેરક પોષક અને અનકૂળ લાગતી બલ્કે, આ સ્થળ તરફ કાયમનું મમત્વ અને ખેંચાણ રહે તેવી ઊંડી અસર મૂકી ચાલી જતી

હોડીમાં બેસીને શાલીમાર, નિશાત, નસીમ બાગ, ક્ષીરભવાની ડાલસરોવર વગેરે અનેક જોવા જેવાં સ્થળોએ જઇ શકાય છે. કાશ્મીરનાં બધાંય રમણીય સ્થાનોનો ઉપભોગ કરવો હોય તો ઓછામાં ઓછા ત્રણ મહિનાઃતો જોઇએ. હું હોડીમાં પહેલાં કદી બેઠો ન હતો, એટલે અહીં આખો દિવસ હોડીમાં પસાર કરવાનો આવ્યો ત્યારે પહેલાં તો મને ભય લાગ્યો, પણ ચોપાસ માછલીની જેમ પોતાના ઘરમાં જ નિર્ભયપણે ફરતા હોય તેમ જતા આવતા શિકારાઓને જોઇ મારો એ ભય કયાંય ઊડી ગયો. આજે તો મુંબઇમાં જેમ રવિવારે ચોપાટી પર માનવસમુદાય ભેગો થાય છે તેમ જેલમમાં માનવસમુદાય હોડીમાં ( શિકારામાં ) ઊલટી પડયો હતો. પ્રાંતપ્રાંતનાં સ્ત્રીપુરૂષો અહીં આજે સહેલગાહે આવ્યાં હતાં. હોડી ફક્કડ હતી. કાશ્મીરી ભરતકામનાં દર્શન થતાં હતાં. આડા પડી મુસાફરી કરવાની પણ સવડ હતી. જેમ જેમ પાણીમાં ફરતા તેમ તેમ દશ્યો એટલાં સુન્દર આવતાં કે આ ન જોયું હોત તો પાણીના સૌંદર્યની આવી મઝા બીજે ન મળત. હૃદયના ભાવો જેવી અમારી નૌકા નદીના તરંગો પર વહી રહી હતી. કિનારે બાળકોના સ્મિત જેવી હરિયાળી ઝૂલી રહી હતી. ભાવભરી વાદળીઓ યોગી જેવા ભવ્ય પર્વતો સાથે રમત રમતી લાગતી હતી. સૂરજદેવ પહાડોના રંગોને સુવર્ણરંગી બનાવી રહ્યા હતા. રૂપ યૌવનથી ભરપૂર એવી યુવતીઓ ચાર તસુ નીચે વહી જતા સ્વચ્છ પાણીમાં હસ્તવડે હલેસાં મારી માંઝીનું ( હોડી ચલાવનાર ) અનુકરણ કરતી ગેલ કરતી આગળ જવા હરીફાઇનો આનંદ અનુભવતી, કિલકિલાટ હસતી મોજ ભોગવતી હતી.

ડાલસરોવરમાં પ્રવેશ કરતા પહેલાં એક દરવાજામાંથી પસાર થવું પડે છે. અહીં પાણીનું વહેણ સામું હોવાથી સરોવરમાં પ્રવેશ કરતાં મુશ્કેલી પડે છે. પાણી એટલા જોસથી સામનો કરે છે કે

હોડી સામા પ્રવાહમાં આગળ ન જતાં પાછી ધકેલાય છે. છેવટે ભીંતમાં વાંસ ભરવી મહા મહેનતે માંઝી લોકોએ હોડીને સરોવરમાં લીધી. અમારે નિશાત અને શાલીમાર જવા ડાલ સરોવરમાં થઈને પસાર થવાનું હતું, પાણીમાં તરતાં ખેતરો અહીં જોવા મળ્યાં. કમળ અને લૂર્ણ એટલાં ઘીચોઘીચ ઊગે છે કે તેના પર અહીં માટી નાંખી વાવણી થાય છે. અને તેના ઉપર ચીભડાં અને બીજી શાક-ભાજી કરવામાં આવે છે. અહીં જો કોઈ ભૂલેચૂકે જમીન છે એમ માની પગ મૂકે તો પછી તેનો પત્તો જ ન લાગે. વળી આ વેલાઓ એવા ભૂલભૂલામણી જેમ ગૂંચાયલા હોય છે કે તરતાં આવડતું હોય તો ય તેમાં ગૂંચવાઈ જવાય.

હોડીની આ મુસાફરી લહેર અને આનંદમાં પસાર કરી, શાલી-માર અને નિશાત જે કાશ્મીરના સુન્દર બાગ ગણાય છે ત્યાં આવી પહોંચ્યા. રવિવાર હતો એટલે લોકો સારી સંખ્યામાં અહીં આવ્યા હતા. બાગમાં રંગબેરંગી ફૂલો લચી રહ્યાં હતાં. ઝાડ પર ફળોનાં લૂમખાં હતાં. સંગીતના શાસ્ત્રીઓ સાજ અને તબલાના નાદ સાથે પોતાના મીઠા સ્વરો વહેવડાવી લોકોને રસમાં તળબોળ કરી રહ્યા હતા. વાતાવરણ મઝાનું હતું. કુદરતના આ સન્નિધ્યમાં રસિક પ્રેમીઓનાં જોડલાંએ ઠઠ જમાવી હતી.

અમારી હોડી કિનારે હતી. આવા આનંદ પછી કવિઓએ જેને વિષે ખૂબ ખૂબ વર્ણનો લખ્યાં છે, જેને કુદરત તરફ આક-ર્ષણ અહીંથી વિશેષ થયું છે એવા ડાલસરોવરમાં ફરીવાર આવ્યા. આ સરોવર પાંચ માઇલ લાંબું અને બે માઇલ પહોળું છે. કેટલીક જગાએ મખમલ જેવો દેખાતો લીસો ચળકાટભર્યો શેવાળ ઘડી ઘડીમાં સુશોભિત જલબિંદુઓથી ચમકી રહ્યો હતો. સાચાં મોતીનો થાળ ભર્યો હોય એમ પાણીના ટીપાં પાન પર પથરાયલાં હતાં.

સરોવર કે આયનો ! આટલા મોટા આ આયનામાં પહાડો, ઝાડ અને કેટલાય શિકારાનાં પ્રતિબિંબો દેખાતાં હતાં. સરોવર એટલું મોટું હતું કે અમારો શિકારો તો બગીચાના એક નાના ફૂલ જેવો લાગતો હતો.

આવી લહેર અને મોજમાં અમે હતા. ત્યાં કોણ જાણે શું થયું પણ અમે જે ન સમજ્યા તે પંખીઓએ સમજાવ્યું. મોરલા ભયજનક ટેહૂં ટેહૂં બોલતા હતાં. સૂર્ય પર વાદળાં ફરી વળ્યાં હતાં ઝાડો જે પહેલાં પ્રકાશિત લાગતાં તે હવે દૂરથી કાળાં લાગતાં હતાં જાણે વર્ષા ઋતુ. બપોર હતી છતાં સાંજ દેખાઇ. ટપ ટપ, પાણીનાં ફોરાં પડયાં. પવન છૂટયો. સર્વત્ર સૂનકાર છવાઈ રહ્યો. આકાશમાંથી મેઘગર્જના સંભળાવા લાગી. વીજળીના કડાકા થયા ડુંગરમાંથી પાણી ઝાડમાંથી પાણી, આકાશમાંથી પાણી, બધેથી પાણી, પાણી પડી રહ્યું. જ્યાં પાણીનો પાર ન હતો એવા સરોવરમાં ઠેર ઠેરથી પાણી પડવા લાગ્યું. સરોવરમાં પડેલું પાણી દડો ઊછળે તેમ ઊછળતું હતું. આ દસ્ય ભયંકર છતાં સુંદર હતું. ધરતી કે આકાશ કાંઇ દેખાતુ ન હતું જળ બંબાકાર. પાણીમાં અમારી નાવડી ડોલાં ખાતી હતી. પવન ઝપાટામાં વાતો હતો. અમારી હોડીના છાપરાં ડગમગી ગયાં હતાં. અને હોડીમાં ધરતીકંપ જેવા આંચકા લાગતા હતા પાણી. સાફ હતું, ઊંડાઇ અમાપ હતી. હું ગભરાયો. ઉપર આભ, સામે પહાડ અને નીચે પાણી. આ વરસાદના જોરમાં જાણે બધુ એકાકાર થઇ ગયું લાગ્યું. મને તરતાં આવડતું નહતું. આથી મને એકલાનેજ વધુ ગભરાટ હતો, મારા ત્રણે સાથીઓ અને ભાઇ જયમલ તરવૈયા હતા ગાયક પણ હતાં. તેમને તો વરસાદમાં અને આ તોફાનમાં તાન ચઢયું. તેમણે ગાયું 'તું બરસે જા બરસે જા બાદરિયાં' અને આ પડકારને ઝીલતો વરસાદ વધુ જોરમાં તુટી પડ્યો. મારી બીક વધતી હતી. મને મૃત્યુ ડાચું ફાડીને સામે ઊભેલું દેખાયું. આવા તોફાનમાં અમારી નાનકડી હોડકીનો શો હિસાબ ! એક જ ઝપાટે ઊંધી. અમે

બરાબર સાચવીને 'સમતોલ બેસવાનો અહીં પ્રયત્ન કર્યો હતો. મહા-મહેનતે અમારી હોડીને એક નાળા પાસે રોકી પાડી. હોડીનું છાપરૂ સમું કર્યું. ત્યાં ઇંદ્રધનુષ્ય દેખાયું. અંધારકારમાંથી પ્રકાશ આવતો દેખાયો. સૂર્યનાં કિરણોએ આવી ઝટ ભીનાને ચમકાવી મૂક્યું. અને અસ્તાચળેથી સૂર્યે આખી પૃથ્વીને લાલરંગે રંગી નાખી.

આવા ભયંકર અને અદ્‌ભુત દશ્ય પછી સહીસલામત રહ્યા તેથી આ સ્થાન વધુ સુંદર લાગ્યું. મને આ હોડીવાળા મારા કરતાં વધુ સુખી લાગ્યા. આટલી સુંદર કુદરત, જગતનું સ્વર્ગ જેવું આ સ્થળ તેમને તો રોજ જોવાનું, રોજ મહાલવાનું. મને શ્રીનગરમાં રહેવાનું મન થયું. રહીને ધંધો શો કરવો, તો નક્કી કર્યું કે હોડી-વાળા બનવું. રોજ આઠ દસ કલાક મહેનત કરી શ્રમજીવી બનવું અને કળાના ભૂસ્વર્ગ સમા આ ધામમાં રહી શરીર અને મન બંને પ્રફુલ્લિત અને સશક્ત બનાવવાં. પણ આ વિચારો તો નવું જોયું એટલે નવું નવ દહાડા જેવા હતા. જો કે આ વિચાર જ માત્ર કરીને હું બેસી ન રહ્યો પણ તેની પ્રાથમિક તૈયારીમાં હું પાસ થઇશ કે નહિ તે જોવા મેં મારા હોડીવાળા પાસેથી હોડી લઇ તેને

માર્તંડ (મટન) આવે છે. અહીંથી પંડાઓ પણ યાત્રીઓ સાથે અમરનાથ આવે છે. અહીં જરૂરી સામાન પણ મળે છે. કૂલીઓ પણ અહીંથી મળે છે. ૨૫, ૩૦ પંડાઓ મોટરને ફરી વળ્યા અને અમે ક્યાંથી આવ્યા છીએ તેની પૂછપરછ શરૂ કરી. તેમની પૂંજી સમો મોટો ચોપડો જે દરેક પાસે હતો તે બતાવતા.

ચાર પાંચ પંડાઓ તો પોતાને ત્યાં ગૂજરાતના મોટા મોટા શહેરના ઘાંચી, દરજી, સોની, લુહાર, ડૉક્ટર, વકીલથી માંડીને ઠેઠ બ્રાહ્મણ સુદ્ધાં સર્વ આવી ગએલા તેની યાદી વંચાવતા. એક પંડા એ શરૂ કર્યું કે ભાવનગરના મહારાજા મારે ત્યાં આવેલા, જો જો બીજે ન ઉતરતા. હું સરકારનો પંડો છું. જુઓ આ હસ્તાક્ષર સરકારના. મારૂં નામ અનંતરામ. બીજો પંડો પાછો પોતાનું ભાષણ ચાલુ રાખતો. આથી અનંતરામ ડગ ન ભરતો. રખેને તેની મહેનત કરેલી બીજો ખાઈ જાય. અમે તો ગમે તેનું સાંભળતા. વગર પંડાએ અમરનાથ જવું હતું છતાં આ અનુભવ લેવા જેવો હતો, એટલે હા ના જ્યાં કરવા જેવું લાગે ત્યાં કરતા. વખત આવે એમ, શું કહો છો ? પણ કહેતા. તેને વાત સાંભળ્યાનો સંતોષ થતો. મોટર ઉપડી. મને અનંતરામે કહ્યું મેરા નામ યાદ રહા ? મેં કહ્યુ અનંત-રામ. મને પાક્કા ગૂજરાતીનું વિશેષણ મળ્યું. વળી બીજો પંડો જે અમારી પાછળ મચ્યો હતો તેને લાગ્યું કે અનંતરામ કમાણી કરી જશે એટલે તેણે કહ્યુ મારૂં નામ ગંગારામ, ગંગારામ, ગંગારામ. અનેકવાર પોતાના નામનું ઉચ્ચારણ કરતો તે મોટર પાછળ થોડું દોડતો આવ્યો. માનસશાસ્ત્રનો મને આ અભ્યાસી લાગ્યો. અનંતરામનું નામ હું ભૂલું માટે તેણે અનેકવાર ગંગારામ સંભળાવ્યું હશે ?

પહેલગામ મોટર અટકી. ચારે બાજુ વિશાળ સ્થળે ઠેર ઠેર તંબૂ લાગી ગયા હતા. એક ભાઇની ભલામણથી રહેવા તંબૂ શોધી

જાય છે. તેમનું શરીર લાલ, કાંકુ સખ્ત અને છાતી પહોળી હોય છે. ગૂજરાતી સિવાય બીજા તો ભાગ્યે જ તેમને વધારે પૈસા આપતા હશે. ગૂજરાતીને આ બધી નવાઇ છે. કારણ કે તેમને નદીની સહેલગાહની ટેવ નથી, પર્વતોના પ્રદેશોનો અનુભવ નથી.

આ સ્થળે ભૂખ સારી લાગતી. જોકે અહીં વીશીઓમાં ખાવાનું મળતું છતાં તેમાં સ્વચ્છતા બિલકુલ ન મળતી. 'વીશીવાળા બધા શિખ લોકો, વિશીમાં પેસતાજ ધુમાડો', તાપ અને રોટી કેમ બનાવાય છે તેનું દ્રશ્ય, અસ્વચ્છ દેખાતાં ઊકળતી દાળ અને શાકના પહેલાં દર્શન. જાતે જોયા પછી આ ખાવું કોને ભાવે ! આ દુઃખ દૂર કરવા પૂ. ઠક્કર બાપાની હૂંડી [અમારી સગવડ માટે લખી આપેલ ભલામણની ચીઠ્ઠી) વટાવી. અહીં અમારો સારો સત્કાર થયો. અમરનાથ જવા જેટલું ગરમ ઓઢવાનું જોઇએ તેટલું અમારી પાસે ન હતું. અહીં ત્યાંની ઠંડી વિષેની માહિતી મળી અને બાર ઉછીના કામળા મળ્યા. બાજુમાં પાકા ટામેટાંનું ખેતર હતું. જેને ન્યાયની જરૂર છતાં તે મળ્યો ન હતો. લચી પડતા લખોટા જેવડા પાકાં ટામેટાંને ન્યાય આપવાનું શુભ કામ વારંવાર કરી અમે શ્રાવણ સુદ ૧૫ ના મેળામાં ઝટ જવા શ્રીનગર છોડયું. અમરનાથ જવા અમારે પહેલું પહેલગામ જવાનું હતું.

## શ્રીનગરથી પહેલગામ થઇને અમરનાથ

શ્રીનગરથી અમરનાથ જવા માટે ૬૦ માઇલ મોટરમાં જવું પડે છે. ત્યાંથી પગપાળા ૨૯ માઇલ જવાનું હોય છે. પહાડોમાં એટલાં બધાં કુદરતી દૃશ્યો જોવા મળે છે કે જેટલાં બીજે કયાંય મળતાં નથી એમ હિમાલયથી વધુ પરિચિત યાત્રીઓનું કહેવું છે. વળી આ યાત્રા જોખમકારક પણ છે. શ્રીનગરથી ૫૦ માઇલ દૂર.

માર્તંડ (મટન) આવે છે. અહીંથી પંડાઓ પણ યાત્રીઓ સાથે અમરનાથ આવે છે. અહીં જરૂરી સામાન પણ મળે છે. કુલીઓ પણ અહીંથી મળે છે. ૨૫, ૩૦ પંડાઓ મોટરને ફરી વળ્યા અને અમે કયાંથી આવ્યા છીએ તેની પૂછપરછ શરૂ કરી. તેમની પૂંછ સમો મોટા ચોપડો જે દરેક પાસે હતો તે બતાવતા.

ચાર પાંચ પંડાઓ તો પોતાને ત્યાં ગૂજરાતના મોટા મોટા શહેરના ઘાંચી, દરજી, સોની, લુહાર, ડૉક્ટર, વકીલથી માંડીને ઠેઠ બ્રાહ્મણ સુદ્ધાં સર્વ આવી ગએલા તેની યાદી વંચાવતા. એક પંડા એ શરૂ કર્યું કે ભાવનગરના મહારાજા મારે ત્યાં આવેલા, જો જો બીજે ન ઉતરતા. હું સરકારનો પંડો છું. જુઓ આ હસ્તાક્ષર સરકારના. મારૂં નામ અનંતરામ. બીજો પંડો પાછો પોતાનું ભાષણ ચાલુ રાખતો. આથી અનંતરામ ડગ ન ભરતો, રખેને તેની મહેનત કરેલી બીજો ખાઈ જાય. અમે તો ગમે તેનું સાંભળતા. વગર પંડાએ અમરનાથ જવું હતું છતાં આ અનુભવ લેવા જેવો હતો, એટલે હા ના જ્યાં કરવા જેવું લાગે ત્યાં કરતા. વખત આવે એમ, શું કહો છો ? પણ કહેતા. તેને વાત સાંભળ્યાનો સંતોષ થતો. મોટર ઉપડી. મને અનંતરામે કહ્યું મેરા નામ યાદ રહા ? મેં કહ્યું અનંતરામ. મને પાક્કા ગૂજરાતીનું વિશેષણ મળ્યું. વળી બીજો પંડો જે અમારી પાછળ મચ્યો હતો તેને લાગ્યું કે અનંતરામ કમાણી કરી જશે એટલે તેણે કહ્યું મારૂં નામ ગંગારામ, ગંગારામ, ગંગારામ. અનેકવાર પોતાના નામનું ઉચ્ચારણ કરતો તે મોટર પાછળ થોડું દોડતો આવ્યો. માનસશાસ્ત્રનો મને આ અભ્યાસી લાગ્યો. અનંતરામનું નામ હું ભૂલું માટે તેણે અનેકવાર ગંગારામ સંભળાવ્યું હશે ?

પહેલગામ મોટર અટકી. ચારે બાજુ વિશાળ સ્થળે ઠેર ઠેર તંબૂ લાગી ગયા હતા. એક ભાઈની ભલામણથી રહેવા તંબૂ શોધી

લીધો. શ્રીનગરમાં એક ગોવિંદજી નામનો પંડો મળેલો. તેણે અમારો તેને ત્યાં જવું એમ કહ્યું હતું. કારણ કે તે સૌથી પહેલો મળ્યો હતો. માટે ય અમારે તેને કમાવડાવવું જોઈતું હતું પણ અમે નહિ ગાંઠેલા. અહીં અમને વ્યવસ્થિત ગોઠવાયેલા જોઈ તે કહે "હું તમને શ્રીનગર મળ્યો હતો, એટલે જ આ ઉતારાની તમારે સગવડ થઈ ગઈ." જાણે તેની કૃપા પર બધા નભે છે એમ કહી તેની પૈસા પડાવવાની ઇચ્છા હતી. પણ કંઈ ન મળતાં છેવટે કંટાળી તે ભાગી ગયો. આ પંડાઓની નવાઈ તો ત્યારે લાગી કે જ્યારે છેવટે કંટાળીને મેં સંભળાવી દીધું કે હું વગર પંડે અમરનાથ જનાર છું. તેમણે કહ્યું કે પંડા વગરની જાત્રા સફળ જ ન થાય. આ બધા પંડા બીડી પીતા હોય છે, ચા ઢીંચતા હોય છે, પાન ખાતા હોય છે, જુગાર રમતા હોય છે અને છતાં યાત્રાના પુણ્યમાં ભાગ અપાવવા ઈશ્વરના દલાલ થવા ફાંફાં મારતા હોય છે. પહેલગામ જોયા પછી ખૂબ આનંદ થયો: નૈસર્ગિક સુંદરતાની દૃષ્ટિએ આ સ્થાન અદ્ભુત છે. અમરનાથ ન જવાય તો કંઈ નહિ પણ પહેલગામ તો જોયું એવો સંતોષ થયો. હિમાલયમાંથી ઊતરતી, પછડાતી, છલકાતી, નદીઓ ઘણા જ જોસથી વહે છે. પાસે જ પૂર ઝડપે નદી વહી જતી હતી. ઝાડો એટલાં બધાં ઊગ્યાં હતાં કે પર્વતની હરીફાઈ કરતાં હોય અને ડુંગરો પર જાણે વનસ્પતિના ગાલીચા પાથર્યા હોય એમ લાગતું હતું. આ સ્થાન જોયા પછી મને થયું કે કુદરત કેમ પક્ષપાતી છે? એક જોઈએ અને બીજું ભૂલીએ એવાં આ દૃશ્યો હતાં. કુદરતે કેમ અહીં આટલું બધું સૌંદર્ય ઠાલવ્યું છે? અમદાવાદથી ઠેઠ વલસાડ સુધીમાં એક પણ ડુંગર જોવા મળતો નથી. વળી આ સ્થળે વસ્તી પણ જૂજ છે. અને જે છે તે પણ પોતાની કંગાળિયતને લીધે એ સૌંદર્યનો ઉપભોગ કરી નહિ શકતી હોય. ભાલનો પ્રદેશ ક્યાં અને આ ક્યાં! કુદરતે એકને છ છલેલ આપ્યું છે બીજાને મુદ્દલે નથી આપ્યું.

એક નોંધવા જેવો પ્રસંગ અહીં બની ગયો. પાસેની નદીમ એટલા જોરથી પાણી વહેતું હતું કે સામો કાંઠો પંદર જ ફીટ દૂર હતો અને પાણી કેવળ સાથળ સુધીનું હતું છતાં ત્યાં જવું શક્ય ન હતું. પાણીમાં કંઇક તણાતું હતું. બધા ઊભેલાને લાગ્યું કે કોઇ ડોશીમાનો સાલ્લો તણાતો જાય છે. પણ તેને પકડવા કોઇએ હિંમત ન કરી. બીજી એક કલ્પના એવી પણ કરવામાં આવી કે એ કદાચ ડોશી જ હશે. જોયું તો એક ટટ્ટુ ઝપાટામાં તણાતું જતું હતું. આઠ દશ જણા પડયા, એને કાઢયું પણ આટલા જોસ અને ધસારામાં તે ખલાસ થઇ ગયું હતું. આટલું બધું ઝડપી પાણીનું વહેણ અહીંજ જોયું.

અમરનાથ જવા માટે બધા યાત્રીઓ અહીં ભેગા મળી જતા હોય છે. વળી આ સમયે રાજ્ય તરફથી સારી સગવડ મળે છે. મોટો સંઘ આ જાત્રાએ જાય છે. આ સમય સિવાય અમરનાથ જનારને રાજ્યની પરવાનગી મેળવવી પડે છે. કારણકે મરણ કે અકસ્માતનું અહીં પૂછવું જ શું ?

સામાન માટે કૂલી કર્યા વગર છૂટકો જ ન હતો. આ મુસાફરીનો ભય એટલો બધો દેખાડવામાં આવેલો કે નબળા પોચાની તો જવાની હામ જ ન ચાલે. હું નીકળ્યો હતો જોવા અને ખૂંદવા. વળી મોટો સંઘ જોડે હતો. વૃદ્ધો હતા, સ્ત્રીઓ હતી, બાળકો હતાં, ભૂરૈવો હતા, સાથે સાધુઓ પણ હતા, એટલે બીક ઓછી હતી. અહીં ભાષાની મુશ્કેલી હતી. બધે મુસાફરીમાં હિન્દી અને અંગ્રેજીથી ટટ્ટુ ચાલતું પણ અહીંના પહાડી કાશ્મીરી કૂલી હિન્દી પણ નહોતા જાણતા.

ટટ્ટુવાળા સાથે સામાન ઊંચકવાનું નકકી કર્યું. રાજ્ય તરફથી દરેક કૂલીનો નંબર નકકી કરેલો હોય છે. અમારે પૈસા રાજ્યમાં

ભરવાના હતા. પાછા આવીને પહોંચ આપીએ એટલે કુલીને તેની મહેનતના ૭-૮-૦ અમે જે ભરેલા તે રાજ્ય તેને આપી દે. આ સગવડ સારી હતી. કુલી નાસી ન જાય અને અમારાથી નિરાંતે ફરી શકાય. અમારા કુલીનું નામ હતું હબીબઈ. નામ હતું અંગ્રેજ જેવું પણ તેને અંગ્રેજી કે હિન્દી આવડતું નહોતું. હું આ મુસાફરીમાં દરેક સાથે હિન્દીમાં વાત શરૂ કરી જો તે ન સમજે તો અંગ્રેજી બોલતો અને અંગ્રેજી ન સમજે તો માનવોની આદિ ભાષા અભિનયનો આશરો લેતો. મેં મારા એ રિવાજ મુજબ આ હબીબઈ સાથે હિન્દી અજમાવ્યું પણ તે કાંઈ સમજ્યો નહિ એટલે અંગ્રેજી શરૂ કર્યું. પણ તે પણ વ્યર્થ. મારે માટે ઉપાય ન હતો. અભણ ગરીબ કાશ્મીરી મારું હિન્દી કે અંગ્રેજી ક્યાંથી સમજે? સવારે ચાર વાગે પહેલગામથી નીકળવા તેને ટટ્ટુ વહેલું લઇ આવવા જણાવવાનું કપરું કાર્ય મારે વગર ભાષાએ બજાવવાનું હતું. મેં ચાર આંગળી બતાવી, ગોટા ગબડાવી તેને સમજાવ્યું કે ચાર વાગે ઊપડવાનું છે. હું તેનો મુકામ પણ જોઇ આવ્યો. રાત્રે હું તંબૂમાં સૂતો હતો. ઠંડી સારી પડતી હતી. સવારે ત્રણ વાગે ઊઠી ચાર વાગે ઊપડવાનું હતું. મધરાત પછી હું જાગ્યો. બધાને જગાડી હબીબઈને બોલાવવા ઊપડયો. કંદોઇની દુકાને જોયું તો હજી દોઢ વાગ્યો હતો એટલે પાછો મુકામે આવીને ઊંઘી ગયો. આકાશમાં વીજળીના કડાકા થતા હતા. મને થયું કે હમણાં વરસાદ પડે અને નિરાંતે ઊંઘવાનું મળે તો સારું! પણ પરોઢિયું થતાં તો આકાશ સ્વચ્છ થઇ ગયું હતું. 'અમરનાથબાબા કી જે' બોલતા, ધજા સાથે કેટલાક પૂજારીઓ દૂર દૂર પહોંચી ગયા હતા. આવી મુસાફરીમાં તંબૂ ન હોય તો સૂવાની ભારે મુશ્કેલી વેઠવી પડે છે, જો કે રાજ્ય તરફથી સાધુઓ અને મહેનત કરે તો પ્રવાસી માટે પણ તંબૂની વ્યવસ્થા થતી હોય છે. તંબૂ લેવો કે નહિ તેની લાંબી ચર્ચા પછી મારી હિંમત અને તંબૂ મેળવી, સેવની

આવડત પર આધાર રાખી એવું નક્કી કર્યું કે તંબૂ ભાડે ન લેવો. આવી મુસાફરીમાં ઘણીવાર નવા નવા માણસોના પરિચય થતા. અહિં દેવરાજ નામે પંજાબી સાથે ઓળખાણ થઇ. તે અને હું ખૂબ ઝપાટામાં દોડતા, આગળ જઇ તુરત ઠોકાતા તંબૂએ પહોંચી તેના વ્યવસ્થાપકોને મળી, મંડી, સમજાવી તંબૂ મેળવી લેતા. આ ભાઇ ચાલવામાં મને પ્રેરણારૂપ હતા. તંબૂની તપાસને માટે ચાલવાનું ઝપાટામાં રાખ્યું હતું. આથી લાભ એ થતો કે અમે પહોંચતા ત્યાર પછી ચાર કલાકે પણ છેલ્લો માણસ આવી ન રહેતો.

પહેલગામથી ચંદનવાડી આવતાં ખૂબ ઝપાટો લગાવ્યો. સેંકડો માણસોને પાછળ પાડી દીધા. જ્યારે ઊતરવાનું આવતું ત્યારે તો જાણે અમે ચાલતા જ ન હોઈએ એમ કોઇ પણ જાતના શ્રમ વગર ઊતરી પડતા, પણ ચઢતી વખતે કંઇક શ્રમ પડતો. પહેલગામથી ચંદનવાડી નવ માઇલ થાય છે. જેમાં ત્રણ માઇલનો ચઢાવ, બે માઇલનો ઉતાર અને ચાર માઇલ સીધું ચાલવાનુ આવે છે. પર્વતની મુસાફરીમાં આ અમારું પહેલું આરામનું સ્થાન હતું, જો કે સાંધા છૂટા થઇ ગયા હોય એવો થાક લાગ્યો હતો છતાં ધારેલ સ્થળે પહોંચ્યા વગર ઉપાય ન હતો. આ થાક એટલો બધો હતો કે આરામ માટે ઊંઘની જરૂર હતી. અહીં ઊંઘ સ્થળ કે સમય ન જોતી. બસ પડયા કે ઘસઘસાટ. બે ત્રણ કલાક ગમે ત્યાં ઊંઘી લેતો. આથી જરા શાંતિ મળતી. પેલી કહેવત સાચી છે તેની અહીં પ્રતીતિ થઈઃ ઊંઘ ન જુએ તૂટી ખાટ, ભૂખ ન જુએ લૂખો ભાત.'

આ બાજુ આવતી વખતે કહેવામાં આવેલું કે નાહવાની પંચાતમાં ન પડતા; કારણકે ખુલ્લી હવામાં બરફના પાણીમાં નાહવું જોખમકારક છે. પહેલગામમાં મારી નાહવાની હિંમત ન ચાલી. ચંદનવાડીમાં આવતાં ત્રણ વાર બરફ જોયો. પહેલ વહેલો બરફ

જોયો ત્યારે મને બહુ આનંદ થયો. સો મણનો એક ટુકડો એકલવાયો કોણ જાણે કયાંથી છટકી ભાગી આવેલો પડયો હતો ! એ કયાંથી આવ્યો હશે તેની શોધખોળની પંચાતમાં હું ન પડયો. મેં પથ્થર વડે બરફ તોડી ખાવાનું શરૂ કર્યું. કહે છે કે આ બરફ ખાવાથી ઊલટી ભૂખ વધુ લાગતી હોય છે, અને મારો પણ તે જ અનુભવ થયો છે. અહીં પણ મારી નાહવાની હિંમત ન ચાલી. કારણકે ખૂબ ઊંચે રયજો હતા તેથી ઠંડી વિશેષ હતી અને તંબૂથી ૨૫ ફીટ દૂર જ બરફનું મોટું ગરનાળું પડયું હતું. કપડાં મેલાં હતાં એટલે ધોવા જવાનું ત્રણ વાગે રાખ્યું હતું. કપડાંનું તો જેમ તેમ પતાવ્યું પણ નાહવું જોખમકારક હતું. એક શીખ ભાઇ પાસેથી થોડું તેલ લઇ શરીરે માલીસ કર્યું, થોડા દંડ કાઢયા, અને પ્રવાહમાં હું બેઠો. પગનો ભાગ જાણે લકવો થયો હોય એવો ઠંડો પડી ગયો હોય એમ લાગ્યું. હું પાણીમાંથી ઝટ બહાર નીકળી ગભરાટમાં ખૂબ કૂદવા લાગ્યો. મને લાગ્યું કે હવે હું સહી સલામત છું. મેં ધોયા પછી મેં તેલ નાંખેલા મારા માથાંમાં આ પાણી છાંટયું. તે ઠંડુ તો લાગ્યું જ ઉપરાંત બીજી પણ એક ઉપાધિ થઇ; મારા લાંબા વાળ બાઝી ગયા અને એવા બરછટ બની ગયા કે કાંસકો કામ ન આપી શકયો તે આજે મહાત બની ગયો. હજામને બોલાવી સફાચટ કરી નંખાવું એમ થયું. મને માથું ભારે ભારે લાગવા માંડયું. સાબુ વડે સાફ કરવા યત્ન કર્યો પણ ઠંડુ પાણી જેમ જેમ આવ્યું તેમ તેમ ઊલટું સાબુને લીધે માથું બરાબર જામતું જતું હતું. હું કંટાળ્યો ત્યાં મારા સાથીએ મશ્કરી કરી, "તમે ખરા માથાની પાછળ મંડયા છો!" મને ખૂબ તણાતું હતું. છેવટે એક ઉપાય સૂઝયો. ગરમ પાણી વડે સાફ કરવાથી ફેર પડયો અને ત્યાર પછી મેં એ મુસાફરીમાં કદી તેલ ન નાખ્યું આ પછી શ્રીનગર પહોંચ્યા ત્યાં સુધી નાહવાની મારી વૃત્તિ ન જાગી.

અમરનાથની આ યાત્રામાં કેટલાંક નાનાં બાળકો ગજબ કરતાં. પંજાબની આઠ દશ વર્ષની કેટલીક છોકરીઓ તો સડસડાટ ચાલી જતી. આવા વાતાવરણમાં હરીફાઈ જન્મતી અને બીજાને પણ ઝપાટાભેર ચાલવાની પ્રેરણા મળતી. અહીં કેટલાક કરુણ જનક દશ્યો પણ જોવા મળતાં. કેટલીક વૃદ્ધાઓ તો વારંવાર બેસીને પણ યાત્રા પુર્ણ કરતી, અમારાથી બે કલાક આગળ નીકળનાર ડોશીમાને જ્યારે એક સ્થળે થાકીને બેઠેલાં જોયાં ત્યારે મને થયું કે આ જાત્રા ડોશીમાએ ન કરી હોત તો શું બગડી જાત? અને નક્કી કરેલે સ્થળે મારા પહોંચી ગયા પછી તે ચાર કલાક બાદ આવતાં અને મોં પહોળું કરી લાંબા થઈને પડતાં. અને બીજે જ દિવસે આવું આ દશ્ય ફરી જોવા મળતું. ડોળીવાળાની દશા કરુણાજનક હતી. જાડા ચાર મણિયા મુસાફરને છ કુલી ડોળીમાં ઊંચકતા. રસ્તો સાંકડો, ઊંચું નીચું ખૂબ ચઢવાનું, વળી મારા જેવા અનેક ઘોડા નીકળી, આગળ જતા ડોળીવાળાને વટાવવા ડખલ કરતા. કોક ટટ્ટુ પણ કુલીના હાથમાંથી છટકી દોડયું આવતું, ઘોડા કે ટટ્ટુના બેસવાવાળા પણ ઘોડાને આગળ ચલાવતા અને ડોળીવાળાને ખસવું પડતું. સામાન માટે રોકાયલા કેટલાક કુલીઓ પણ ભીડમાં ઓછી જગ્યામાં ભાગ પડાવી હેરાન થતા અને કરતા. જે સ્થળે ચડતાં થાક લાગતો, ભલભલા નવજુવાન પણ હારી જતા તે સ્થળે આ કુલીઓને સામાન લઈને ચડતા જોવા એ દશ્ય કેટલું કરુણાજનક હતું? એ કુલીના મોં પહોળાં થઈ જતાં અને શ્વાસ લેતાં પણ તેમને મુશ્કેલી પડતી હોય એટલો બધો થાક તેમના દેદાર પરથી દેખાતો.

ચંદનવાડી રાત ગાળી સવારે પાછું આગે કૂચ કરવાની હતી. ઊંઘ ખૂબ આવતી. ગરમ કામળા પાથરી બધા સીલ કર્યું હોય તેમ ઓઢીને સૂતા કે જેથી ટાઢ ન લાગે. જો આમાં તંબૂ ન હોય તો ભોગ મળી જાય. રાત્રે તો ખૂબ ઠંડી હોય છે. આખા હિન્દુ-

રસ્તાનમાં હિમાલયના પહાડો સિવાય આટલી બધી ઠંડી બીજે કયાંય પડતી નહિ હોય.

ચંદનવાડીથી શેષનાગ સાત માઇલ દૂર છે. આ સ્થળે જે ચઢાવ આવે છે તે સૌથી ઊંચામાં ઊંચો અને સીધો પાંચ માઇલનો છે. પહાડ દેખાય છે તો સામે પણ આ પિશુઘાટીનો ચઢાવ ચઢતાં છાતી અને પગ બંનેનો દમ નીકળી જાય છે,

અહીં લગભગ અમે ૧૧,૫૦૦ ફીટની ઊંચાઈએ હતા. પોષાકમાં મેં બંડી, તેના પર પહેરણ, તેના પર બે ગરમ બંડી, અને ગરમ કોટપાટલૂન પહેર્યાં હતાં. ગરમ મફલર ગળે વીંટેલું હતું. આ બધું છતાં ઠંડી લાગતી હતી. અહીં આવતાં ઘણા સલાહકારો કહેતા કે હાથે પગે ગરમ મોજાં રાખજો, લોખંડની નાળવાળી લાકડી રાખજો, બૂટ લેજો, વગેરે. પ્રથમ દિવસે મેં ખૂબ જ ઝપાટામાં લાકડી વગરજ ચાલી નાખ્યું. નવા બૂટ હતા એટલે બીજે દિવસે તે ડંખ્યા અને પગની આંગળીને અને બૂટને તકરાર થઇ. બૂટે આંગળીને પ્રહાર કર્યો. આંગળીએ મનને ફરિયાદ કરી એટલે સજામાં બૂટને રુખસદ આપવામાં આવી. હવે મારે બૂટ કે ચંપલ વગર ચાલવું એ જ ઉપાય રહ્યો. રસ્તામાં બરફમાં બૂટ વગર કેમ ચાલવું તેની ચિંતા હતી જ. ઘણા મને ખુલ્લે પગે જોઇ ટોકતા કે તમારા પગ ખરાબ થઇ જશે. મારે તો હું બૂટ પહેરું તો દુ:ખ હતું. ચાલવાની ઝડપ ગોકળ-ગાય જેવી બને અને દુઃખમાં દુઃખ વધે. મારા સાથીની પણ આ જ દશા હતી. અમે ચંપલ અને બૂટની અદલાબદલી કરી. પણ તેમના ચંપલ હું બરફ પર જ વાપરતો. બાકી ખુલ્લે પગે દોડયે જતો. ભયંકર ચઢાવમાં બીજે દિવસે લાકડીએ મને સારો ટેકો આપ્યો. ગૂજરાતની સ્ત્રીઓ કરતાં પંજાબ કે કાશ્મીરની સ્ત્રીઓ વધુ બહાદુર લાગી. તે પણ ચાલવામાં પાછળ ન પડતી. તેમને તે સ્વાભાવિક-

હતું. ઘોડેસ્વાર સ્ત્રીઓ પણ જોવા મળતી. મોટર આવ્યા પછી ઘોડાગાડી નામની જ ટકી રહેલી છે, અને સાયકલે ઘોડેસ્વારીને રૂંધી નાખી છે. ત્યારે અહીં આ મર્દ જેવી બહેનો આવે સ્થળે ઘોડા હંકારતી જોવામાં આવે છે. આવી જાત્રામાં જેને ઘણાં બાળકો છે તેમણે મહેરબાની કરીને ન આવવું. મારા સ્વાનુભવનો આ એક દાખલો છે, રસ્તો ખૂબ ઊંચે ચઢવાનો હતો. ચાર પાંચ ફીટની પગ દંડી હતી. નીચે પાણી અને ઊંડી ખાઇ હતી. એક મુસ્લમાની અને તેમનું કુટુંબ જતું હતું. પત્ની ટટ્ટુ પર બેઠેલી. સાથેજ એક બાળક આગળ અને બીજું પાછળ. ત્રીજું ટટ્ટુવાળાએ ઉપાડેલું રસ્તો મુશ્કેલ હતો. ટટ્ટુ સંભાળનાર કોઇ ન હતું. પેલા સાહેબ (પતિ) તેમની પાછળ જે બાળક ટટ્ટુ પર હતું તેને સંભાળી રહ્યા હતા. ટટ્ટુને કોણ દોરે? આ સમયે તેમના પત્નીના મોં પર ગભરાટ અને ભય દેખાતો તો. હું આમને વટાવતો દોડયે જતો હતો, ત્યાં મેં આ લોકોના મોં પર એમ વાંચ્યું કે તેમને કોઇની મદદની જરૂર હતી. મેં મૌખિક વિવેક કર્યો, "May I help you?" મૌન અને ઇશારાથી તેમની મદદ માટેની ઇચ્છા હું સમજ્યો અને મેં પ્રથમ જ ટટ્ટુને દોર્યું. વિકટ પરિસ્થિતિ પસાર થઇ ગઈ અને મને 'Thanks very much' કહી પેલા ભાઇએ છૂટો કર્યો.

આ મુસાફરીમાં તંબૂ એક જ જાતના હતા. કોઇને કલ્પના પણ ન આવે કે પહાડોમાં મુંબાઇના આઝાદ મેદાન જેવાં કે તેની પણ સરસાઇ કરે એવાં વિશાળ મેદાનો હોઈ શકે છે. આવા રસ્તા પર રાજ્યના તંબૂની હારની હાર લાગી ગઇ હતી. અમે તો તંબૂ મેળવવાની કળા શીખી ગયા હતા. આગળ જઇ તંબૂ મેળવી જ લેતા. તંબૂ પર નંબર ન હતા, તેમ નિશાની રાખવા કામ આવે એવાં ઝાડ પણ ન હતાં, એટલે તંબૂ શોધવા મુશ્કેલ થઇ પડતા.

નહી સવારના શ્રમ પછી આઠ દસ કલાક એકને એક સ્થળે રહેવાનું હતું, એટલે નદી, બરફ, ઝરણાં વગેરે જોવા થોડું ફરતા. જેમ જેમ ઊંચે જતા તેમ તેમ ન ધારેલી ઠંડી સહન કરવાની તાકાત આવી મળતી. ઠંડી ખૂબ હતી પણ ઊંચે ચઢતાં જે કસરત થતી તેથી અમારો પ્રાણ અને શરીર એટલાં બધાં સ્ફુર્તિમય બનતાં કે આ ઠંડી સહન કરવાની શકિત આવી જતી. હું પણ આ વખતે શેષનાગમાં ભૂલો પડયો. બે ચાર બીજા બીજા તંબૂમાં ઘસી ગયો, અને સાથીઓને બદલે બીજાં સ્ત્રીપુરૂષો બેઠેલાં જોયાં. ભોંઠો પડી, ભૂલ થઇ બોલી, ગમ્મત માનતો પાછો ફર્યો. ખરી મઝા તો ત્યારે આવતી કે જ્યારે હું મારા જેવા બીજા ભૂલા પડેલાને જોતો. હજારો તંબૂઓ એકજ જાતના ત્યાં શું થાય ! એક ડોશી શૌચ જઇ પાછાં ફર્યા બાદ જ્યારે પોતાનો તંબૂ ન શોધી શકયાં ત્યારે મોટેથી કલ્પાંત કરવા લાગ્યાં. આવે જાત્રાને સ્થળે પ્રસંગો એવા બનતા કે જેને પાપ કહેવાય કે નહિ ! ઘણા પોતાના નાના બાળકને ઊંચકવા કૂલી રાખતા. બિચારા કૂલી વ્યાધા પાછા થઈ જતા. રખેને બાળકને લઇને કૂલી ભાગી જશે એ ખ્યાલે તેના બાપ ચિંતામાં પડતા અને કૂલીની શોધાશોધ કરી મૂકતા. કૂલી જડતો તો તેને ગાળો અને પ્રસાદ મળતાં. ભયંકર ચઢાવ આવતો ત્યારે બિચારા ભારથી લદાયલા કૂલી થાકીને પાછળ પડતા. આથી તેમને શેઠના ઠપકા અને ગાળો સહન કરવા પડતાં. એક ડોશી ડોળીમાંથી બેથ ગબડી પડયાં હતાં. તેમની જાત્રા ખરેખરી થઇ હતી. આવે સ્થળે ડોળી કે ટટ્ટુ પર સ્વાર થવું એને હું વધુ નેખમકારક માનતો. કારણ કે આમાં બીજાની જાત પર વિશ્વાસ રાખવો પડતો હોય છે. જ્યારે જાતે મહેનત લેવાથી ટટ્ટુને આધારે રહેવું પડતું નથી.

મુસાફરો તંબુ માટે અહીં પરસ્પર ઝગડતા. કેટલાક સાધુ બાવાઓ જેમની પાસે ઓઢવા પાથરવાનું નહોતું તેઓ આખે શરીરે

રાખ ચોળી ધૂણી ધખાવી રાત દિવસ પડયા રહેતા. આથી આજુ-બાજુ ધૂણી ધૂણી થઇ જતી. થાકમાં આ ધૂણી હેરાન કરી નાંખતી. આનો મારે લાભ લેવો હતો. આ મુસાફરીમાં ખાવાનું કચરાપટ્ટી મળતું. અહીં ફળ પણ ન મળતાં કારણ કે ઝાડો આ સ્થળે ટકવાં મુશ્કેલ. પૈસા ખર્ચવા છતાં ખાવાનું ન મળતું. મેં ચા પીવા એકવાર વિચાર કર્યો તો એવી ચા મળી કે થોડું ગરમ પાણી અને ચપટી ચા. દુધનું તો નામ ન મળે. ઠંડીમાંથી બચવા આવી ચા પણ પીવી પડી. આ લોકો ચોખા એવા ખાતા કે જે જોવા પણ ન ગમે. આપણે ત્યાં જાડા ચોખા જે ખીચડીમાં વપરાય છે, તેથી પણ ખરાબ. દાળ ખાવાનો રિવાજ ખુબ ઓછો. ભાત લૂખો ખાવો પડે અને નેય ઓસાવેલો. દૂધ દસ આને શેર મળતું અને તે પણ દોડવાની હરીફાઇમાં આગળ જઇ શકે તેને જ. અમુક જ મણ દૂધ અને આવડો મોટો માનવ મેળો ભરાય એટલે બીજું થાય શું ? આવે વખતે ગમે તે ખાવું પડતું. આવી મુસાફરીમાં જો ખાવાનું સંતોષકારક હોય તો શરીર બહુ સુંદર બને. બીજી મુશ્કેલી હતી, શૌચની. પેટમાં પાણી બિલકુલ જતું નહિ. ઠંડુ પાણી અને આવો ખોરાક. મેં રસ્તો કાઢયો. બાવાઓ ધુણી ધખાવી તાપતા હોય ત્યાં જઇ ગરમ પાણી કરી તે પીવું એટલે શૌચની (બંધકોશની) ઉપાધિ ટળે. ગમે તેવો ખોરાક પચાવવા પાણી ખૂબ પીવું જોઇએ. ઠંડુ પાણી પીતાં થથરાટ લાગતો. સાંજે એક તાપણીમાં મેં મારૂં પવાલું મૂકયું. તે જે બાવાની માલીકીની હતી તે આવ્યો અને પૂછવા લાગ્યો, "કોણે આ પ્યાલો મૂકયો છે ? લઇ લો. મારી સંધ્યાનો વખત થયો છે." મેં પાંચ મિનિટ રોકાઇ જવા વિનંતી કરી, ત્યાં તો તેણે પ્યાલો ફેંકી દેવાની ધમકી આપી. 'મને કોઇની પડી નથી. મેં સંસાર છોડયો છે. હું સાધુ છું.' મને થયું કે વાહ ! સંસાર છોડયા પછી આ તાપણી તેમાંય બાવાને પોતાની માલિકીની ગંધ રહી છે હજી ! તો

પછી સંસારમાં તમે શું ખોટા હતા ! કોઇની પડી નથી એમ કહી ઘણા બાવાઓ ગમે તેવું સંભળાવે છે. સાધુની આંખ લાલ થતાં પ્યાલો મારે ઉઠાવવો પડયો. આવા આ સાધુઓ કે જેમનાથી ભૂલે ભૂલે પણ કોઇનું સારું થતું નથી તેના પર અંધ ભકતો મોટી આસ્થા અને મમતા રાખતા હોય છે. એમને પોષે છે આપણો જ સમાજ. આ સ્થળે મુસાફરી સફળ રીતે અને મોજથી કરવી હોય તો સાધુ બનવા જેવું ખરું. અમને પૈસા ખર્ચવા છતાં ખાવાનું સારું મળતું ન હતું, જ્યારે સાધુ બાવાઓને માટે જમવાની વ્યવસ્થા રાજ્ય તરફથી થતી હતી. પ્રથમ તંબૂ તેમને; પછી સ્ત્રીઓને અને વધે તો આગળ દોડી જતા કોક અમારા જોવાને મળતો.

શેષનાગથી ત્રીજો પડાવ કર્યો પંચતરણી. ચઢાવ ત્રણ માઇલ, ત્રણ માઇલ ઉતાર અને બે માઇલ સીધો રસ્તો છે. આમાં ચઢાવ અને ઉતાર બંને સખ્ત હતા ! ખૂબ ઊંચે જઇ પાછા નીચે ઊતરવું પડતું. માણસોની લાંબી લાંબી હારમાળા દૂર સુધી ચઢતી ઊતરતી નજરે પડતી. વચમાં બરફ આવતો. કેટલાંય ઝરણાં બરફમાંથી રૂપેરી લીટીઓ રૂપે અવતરી છૂટાંછૂટાં ફરી ભેગાં થઇ પહાડોમાં રાતદિન વહયે જતાં હતાં. આ ઝરણાં ભેગાં થતાં ત્યારે મુકત કંઠે હાસ્ય કરતાં હોય તેમ આનંદ વ્યકત કરતાં ઝપાટામાં ઘૂઘૂ કરતાં જોસથી વહેતાં હતાં. બરફ, બરફ, બરફ. હવા એટલી ઠંડી હતી કે આ બરફ પથ્થર જેટલો સખત બની ગયો હતો અને પરાણે ઓગળતો હતો. પંચ તરણીમાં પાંચ નદીઓનો સંગમ થાય છે. આ સ્થળે કુદરત એવી હતી કે જે મનુષ્યને પરાણે ટકવા દેતી હતી. ઊંચાઇ ખૂબ હતી–લગભગ ૧૨,૦૦૦ ફીટ. છતાં અમને ઊંચા જ પહાડો દેખાતા જે હજી કહેતા કે હવે આગળ આવો તો ખરા. પર્વતો અહીં નાગા કહેવાતા કારણ કે અહીં ઝાડ, પાન, જીવજંતુ કંઇ ભાગ્યે જ ટકી શકતું. ત્યાં માણસનો તો શો હિસાબ ? પણ અમારે આજની

રાત જ અહીં રહેવાનું હતું. ખાવાપીવાનો તો એ જ ક્રમ ચાલતો દૂધ ન મળતું. ઊંઘ સખ્ત આવતી. નાહવાના અપવાસ. રાત્રે બધા ઓછામાં ઓછી જગામાં સૂતા કે જેથી ટાઢ સામે રક્ષણ મળે.

પંચતરણીથી પાંચ માઇલે ૧૪,૦૦૦ ફીટ પર અમરનાથ આવે છે. અઢી માઇલ ચઢાવ, દોઢ માઇલ ઉતાર અને એક માઇલ સીધો રસ્તો આવે છે. અહીં દોઢ માઈલ સુધી બરફ પર જ ચાલવાનું હતું. કેટલાંયે નાનાં ઝરણાં ઓળંગવાં પડે છે; નદીઓ ઉપર બરફ રૂપી જે પુલ છવાઇ ગયો હોય છે તેના પર ચાલવું પડે છે. આ બરફ પથ્થર જેવો સખ્ત હોય છે. કોઇ લપસી ન પડે માટે આ બરફમાં રાજ્યનાં કૂલી લોકો પાવડાથી ખોદીને ચાલવા જેટલો રસ્તો કરતા હોય છે. જો આ બરફ પોલો નીકળે તો ! નીચે તો નદીઓ ધસારા બંધ વહી જતી હોય છે. ખરેખર કાશ્મીરમાં ગમે તેટલું ફરો પણ જો કુદરતનું ભવ્ય ને વિરાટ સ્વરૂપ જોવું હોય તો અમરનાથની યાત્રા કરવી રહી. સામેના ઊંચા પહાડો અમે ૧૪,૦૦૦ ફીટની ઊંચાઇએ હતા છતાં વિશેષ ઊંચા હતા. જાણે આકાશ તેના ઉપર તોળાઇ ન રહ્યું હોય. અજવાળી રાત્રે બરફ એવો લાગતો કે સારાએ ડુંગર પર રૂપેરી ઢાંકણુ ન છાઇ દીધું હોય ! નાનકડાં ઝરણાં રૂપાનો રસ નર્યો વહ્યો જતો હોય તેવાં દેખાતાં હતાં. અમરનાથની યાત્રાનું વર્ણન કરવું એ મારા જેવા ઊંડાં સુધી ભણેલા માટે કાદંબરી વાંચવા સમાન દુષ્કર છે. ભાવિક લોકો આજે પોતાના નિર્ષિંત સ્થાને આવી પહોંચ્યા હતા. વચમાં બરફમાં હું પણ બે વાર લપસી પડ્યો હતો. માત્ર સહેજ હાથ જ બરફ પર પડેલો. છેવટે અમે અમરનાથ આવી પહોંચ્યા. આજે લોકોનો ઉત્સાહ માતો ન હતો. બાર મહિને શ્રાવણ સુદ ૧૫ને દિવસે વર્ષમાં એકજ વખત અહીં ધામધૂમથી મહાદેવની પૂજા થાય છે. લોકો ધુપ, દીપ, નૈવેદ્ય કરી ધરાવે છે. અહીં મહાદેવને ઠંડી ન લાગે માટે લોકો જાતજાતનાં વસ્ત્ર અર્પણ કરતા હતા. કેટલાક તો પશ્મીના પણ

ભેટ કરતા. વસ્ત્રોનો મોટો ઢગ થઇ ગયો હતો. એક કાશ્મીરી બાઇ રડતી હતી. તેનો રૂ. ૪૦૦ નો પશમીનો આ ભીડમાં કોઇએ તફડાવી લીધો હતો. અહીં લોકો આત્મસંતોષ મેળવવા ગમે તેવા બ્રાહ્મણ કે અબ્રાહ્મણ જે અમરનાથ સ્વામી કી જે બોલતા તેને દાનમાં કંઇક આપતા. આ લોકોએ સારી રકમ એકઠી કરેલી હતી.

અમરનાથની ગુફાએ પહોંચવા બીજા ૪૦૦ ફીટ ચઢવાના રહે છે. તેનું દ્વાર સો ફીટ ઉંચું ૯૦ ફીટ પહોળું અને સવાસો ફીટ લાંબું છે. અંદર બરફનું કુદરતી શિવલિંગ જોવા મળે છે. ચંદ્રના વધવા સાથે આ લિંગ વધે છે. અને ઘટવા સાથે ઘટે છે. પુનમ સુધીમાં સંપૂર્ણ બને છે અને અમાસે ઓગળી જાય છે. ત્રણસો ચોસઠ પાણીનાં ટીપાં ગુફામાંથી ટપ ટપ પડતાં હોય છે. કહે છે કે અહીં શિવજીએ પારવતીને અમર થવાની કથા કહી હતી. આ ગુફા સમુદ્રની ઊંચાઇથી ૧૪,૦૦૦ ફીટ ઉંચી છે. પૂર્વમાં હાતિયાન પર્વત છે. તેની ઊંચાઇ ૨૬,૦૦૦ ફીટની છે. ચારેકોર ચળકતા બરફના ધવલરંગી પહાડોનું દૃશ્ય અહીં તેના પૂર બહારમાં જોવા મળે છે.

જીવનનાં કલેશ અને દુઃખ સર્વમાં અહીંજ પરમ શાંતિ મળે છે ચાંદની રાતે નગાધિરાજ હિમાલયનાં દર્શન કરવા એ જીવનનો એક અમૂલ્ય લ્હાવો છે. ઇશ્વરનાં અહીં દર્શન થાય છે. આ બધાના રચયિતાને હાજરા હજૂર અહીં જોવો સરળ છે. આપણા લેખકો અને ચિત્રકારો કે જેમણે હિમાલયનાં દર્શન કર્યાં નથી તેમની કલ્પના કયાંથી વિકસે ! કવિ લખે કે ચિત્રકાર ચિતરે પણ આવાં મનમોહક દૃશ્યો ન જોવાતાં એમનાં ચિત્રો પામર લાગતાં હોય છે.

જે સ્થળ માટે કેટકેટલી મુસાફરીની મઝા છોડી, તે સ્થળ જોયા પછી કોણ જાણે બધા મુસાફરો ઝટ ઝટ પાછા ફરતા હતા.

કોઇને એમ થતું ન હતું કે આટલે દૂરથી આટલે ઉંચે આટઆટલો શ્રમ વેઠી અને ધીરજ કેળવી જ્યારે આવ્યા છીએ ત્યારે ચારઆઠ દહાડા ગાળી નાંખીએ. ચારઆઠ દહાડા તો ઘેર ગયા પણ કોઈ ચાર કલાક પણ ગાળવા તૈયાર ન હતું. બપોરે તો આ સ્થળે કોઇ ન હતું, જ્યાં સવારે માણસો ઉભરાઇ રહયાં હતાં. આનું કારણ એ હતું કે અહીં વસાવટ કરવા જેવી જગા ન હતી, ખાધાપીધાનું કાંઇ સાધન મળતું નહતું. વળી પાંચ માઇલ પાછું પંચતરણી જવાનું હતું. બધા અમરનાથને છોડી પાછા ફરવા લાગ્યા. આટલા ઉમંગથી અને ઉત્સાહથી આવેલો હું પણ બધા ન થોભ્યા તેથી રોકાવાની હિંમત ન કરી શકયો. કોઇ પણ સ્થળ એવું નહિ હોય કે જે જોવા માટે માણસો આટલા દિવસની મુસાફરી કરે અને ત્યાં નિરાંતે ન રહે. અમારે તો નિરાંત શ્રીનગરમાં જઇએ તો જ હતી. શ્રાવણ વદ પછી તો ઋતુ બદલાય છે અને બરફનાં તોફાનો થાય છે. એવી ભયાનક વાતો ચર્ચાતી એટલે આવા પહાડી પ્રદેશમાં જ્યાં દવા દારૂનું ઠેકાણું નહિ, નાહવાના ફાંફાં, ખાવાનું પૂરું મળે નહિ, ત્યાં કોણ પડયું રહે? ઝટ ઝટ પંચતરણી પહોંચ્યા અને આવતાં જે મુસાફરી બે દિવસમાં કરેલી તે પાછા ફરતાં એક જ દિવસમાં પતાવી અમે પંચતરણીથી સીધા ચંદનવાડી આવ્યા. પંદર માઇલની મુસાફરી જેમાં પાંચ માઇલનો ચઢાવ, આઠ માઇલનો ઢોળાવ અને બે માઇલ સીધા ચાલવાનું આ એક જ દિવસમાં કરી નાંખ્યું. થાક તો લાગેલો હતો જ પણ ઘેર ઝટ પાછા ફરવાની ચિંતામાં બધા જે કરતા તે અમારે કરવું પડતું. ચંદન વાડી આવ્યા એટલે શ્રીનગર નજીક આવ્યા એમ લાગતું. કારણ કે આ આગળના દશ્યો જે જોયાં તેના કરતાં અહીં તોફાનની ઓછી ધાસ્તી હતી. પહેલગામ બીજે દિવસે આવ્યા ત્યારે જીવને સહીસલામત પાછા ફર્યાની નિરાંત લાગી. ત્યાંથી મોટરમાં શ્રીનગર ઉપડયા.

## બિચારા

ગુજરાતી એટલે માત્ર વેપાર વાણિજ્ય કરનાર, પંજાબી એટલે મીઠી જબાન અને હાડે હાડ કપટી, બંગાળી એટલે અતિ સાહસિક અને વિલાસી, એવા સામાન્ય અભિપ્રાયોને નિરપવાદ સિદ્ધાંત માની લઇ આપણે તે તે પ્રાંતોને અને તેના વતનીઓને પણ ભારે અન્યાય કરીએ છીએ, અહીં જે એક ભાઇ વિષે લખું છું તે પરથી તેમના આખા પ્રાંત વિષે કોઇ અભિપ્રાય બાંધે એવું હું લગારે ઇચ્છતો નથી.

દરિયાની અને પહાડની મુસાફરીમાં જો ખરેખરી મોજ માણવી હોય તો ઉદરને સંપૂર્ણ ભરે એવી સંતોષજનક સામગ્રી સાથે રાખવી એ વિના મન પ્રફુલિત રહેતું નથી અમારી પાસે પૈસા હતા પણ જ્યાં અનાજ કે કાંઇ મળતું નથી ત્યાં ભૂખ લાગતાં એકલા પૈસા કામમાં આવતા નથી.

અમે હિમાલયમાં ૧૨,૦૦૦ ફીટ ચઢયા. ભારે ઠંડી અને સખ્ત ચઢાવ. વળી તંબૂ મેળવવા પૂરપાટ દોડતા સૌથી પહેલા જવા નો પ્રયત્ન. અહીં ભૂખ સખત લાગતી પણ ખાવાનું સંતોષકારક ન મળતું. લગભગ એંસી માઇલ દૂરથી મંગાવાયેલું, કૂલી કે ટટ્ટુની ખાંધે ચડેલું જૂનું, હલકું અમુક જ પ્રકારનું ખાણું મળતું. આ લોકો ઘઉંની જાડી રોટલીને ફૂલકા કહે છે. મેં આ શબ્દ સુધારી ભીમસેની ફૂલકા નામ પાડયું કારણ કે ગુજરાતની જે સાચે સાચ ફૂલકા જેવી રોટલી છે તેવી તો આ લોકો ચાર છ કોડી ખાઇ જાય. મહાભારતની કથા જાણનારા આ ભીમસેની ફૂલકા નામ સાંભળી હસતા. સુખે દુઃખે પેટની આગ હોલવવા આવા જ ફૂલકા ખાઇ અમે પેટને શાંત કરતા. દૂધ દસ આને શેર મળતું અને તે પણ દોડવાની અને શોધવાની કળામાં જે પારંગત હોય તેને જ.

અમારા ટટ્ટુવાળા કૂલીનું નામ હબીબટ, ભલો, હસમુખો, સંતોષી અને ઓછાબોલો. અમે ચાર ગુજરાતી સાથે પાંચમા દેવરાજને ટટ્ટુના પૈસાનો ઓછો ફાળો આવે માટે ભાગીદાર નહોતા બનાવેલા પણ એક નવા પંજાબી ભાઇ સાથે જ્યારે ઓળખાણ થયું છે તો શું વાંધો, કામમાં આવશે માની સાથે લીધા હતા તે પોતે શ્રીમંત છે એમ ઠસાવતા હતા. અમે તેમની મિલ્કત જોઇ ન હતી. મારે તે ગરીબ છે એમ કહી ઝગડો કરવાનું કાંઇજ કારણ ન હતું. અને દૂધ પાઇ પોતે કામચલાઉ પૈસા આપી જ્યારે પંજાબી રેશન લેવા અતિ આગ્રહ કર્યો ત્યારે મને તેમની વૃત્તિમાં ભલાઇ અને મૈત્રિના ગુણો દેખાયા. મારે આ અભિપ્રાય તો ત્યારે બદલવો પડ્યો કે જ્યારે અમે તેમના ભોજનના પૈસા ન માગ્યા અને તેમણે દૂધનું બીલ મૂક્યું. આમ છતાં આ એકજ વાત પર આ પ્રકરણ લખવા કે વિચારવા હું ન બેસત.

અમ ચાર ગુજરાતીઓમાં હું હતો ખજાનચી. ખજાનચી એટલે બધાના પૈસા મારી પાસે રહેતા અને મર્યાદિત પૈસા હતા માટે બજેટમાં ક્યાં કાપકૂપ કરવી તે પણ મારે જોવાનું હતું. આવે સ્થળે અમે એક દિવસ સ્થિર ન ટકતા અને ટપાલ તો બાર ચૌદ દિવસે ફરી વળે, ત્યાં પૈસા મંગાવવા અને થોભવું મુશ્કેલ લાગતું. હું અમરનાથ જતાં ઠેઠ સુધી મોખરે રહેલો તે હવે ખૂબ પાછળ હતો. હબીબટે સામાન બરાબર સાચવ્યો છે તેની પહોંચ અમે સ્ટેટની ઓફિસમાં આપીએ તો જ તેને પૈસા મળે. પહોંચ મારી પાસે હતી એટલે સ્ટેટ તેને પૈસા ન જ આપે. અમારી પાસે ખાવાના પૈસા હતા જ્યારે હબીબટ પાસે પૈસાજ ન હતા. તેણે શું ખાધું હશે તે પ્રશ્ન હતો. બરફ તો અમેય મફત મળતો, એટલે ખાધેલો. પણ આ બરફ તો ભૂખ વધારતો, શમાવતો નહિ. આ પંજાબી પાસે પૈસા હતા. થયું એવું કે ભૂખ્યો ડાંસ, થાકીને લોથ થયેલો હબીબટ પહેલ-

ગામમાં પાછા ફરતાં લથિા થઇને પડ્યો, તેને ભૂખે ચક્કર આવ્યાં અને થાકે ઊભો ન રહી શકતાં તે ભોંયે પટકાઇ પડ્યો.

સુખ અને દુઃખ એ જીવનનાં બે પાસાં છે. ચઢતી અને પડતી એ બે જીવનના સ્વાભાવિક ક્રમો છે, પહાડોમાં અમે ચઢ્યા અને ઊતર્યા. જો કે ઊતરતી વખતે પગની ગતિ કેટલીએ વાર હાળમાં પૂરપાટ ફેંકાતી અને ઘોડા જેવી બનતી. અમારી સાથે સમજથી કે અણસમજથી, ઉત્સાહથી કે નિરુત્સાહથી, સ્વેચ્છાએ કે નિરુપાયે, રૂપિયા સાડા સાત માટે તેણે ટટ્ટુ સાથે ૧૪,૦૦૦ ફીટની મુસાફરી કરી હતી, ઘડિયાળને ચાવી ન આપતાં ને બંધ પડે છે તેલ વિના ચીંચોડા કિચૂડ કિચૂડ બોલે છે. તો આ માનવદેહ, વગર ભોજને કયાં સુધી ટકે ? તેને ત્રણ ચાર દિવસના લાંઘણ હતાં છતાં તેણે જાતને ઢસરડી હતી. તે એક અક્ષરે બોલ્યો ન હતો. તે ભાડૂની માણસ હતો તેને અમારી સાથે તેના સાડા સાત રૂપિયા પૂરતો જ સંબંધ હતો એટલે તે સમજીને પણ હક્ક વગર માગતાં અચકાયો હોય. અમે જ એવા થાકી જતા, પૈસા છતાં અર્ધ ભૂખે રહેતા, બરફ ખાઇ સૃષ્ટિને ઘેરાઇને અવલોક્યા કરતાં ત્યાં હબીબર્ટની પંચાત કયાંથી કરીએ ! મારા મિત્રોના પૈસા મારી પાસે હતા. હું દૂર દૂર હતો. આ પંજાબી પાસે પૈસા હતા છતાં તેણે તેને ન આપ્યા. ભાડાના પૈસા ઉપરાંત કંઇક હબીબર્ટને આપવાની મારા મિત્રોની ઇચ્છા હતી. પણ તેઓ નિરુપાય હતા. થોડી ક્ષણ પછી હબીબર્ટને કળ વળી, તે ઊઠયો. આ વખતે આ પંજાબીએ તે ક્ષુધા-પિડિત પાસે હક્ક ન હોવા છતાં પોતાનો બિસ્રો દૂર તંબૂમાં લઈ જઇ મુકાવ્યો. તેની આવી અમાનુષી આપખુદી મારા સાથી ભાઇ જયમલને ખૂબ સાલી. તે ક્ષણે તેમને ખૂબ દુઃખ થયું. પોતે હબીબર્ટને બદલે બિસ્રો ઊંચકયો હોત તો સારું થાત, પણ આ વિચારમાં તે મોડા પડયા હતા. મારા મિત્રો

ફરવા ગયા હતા. 'હમ્બીબર્ટ' ઊભો હતો. મેં આવીને તેને પાસ આપ્યો પાસ મળતાંજ જાણે લોટરી લાગે અને માણસ ખૂશ થાય તેમ તે તો ચાલ્યો ગયો. શું નવાબ્જૂની બનેલી તેની ખબર મારા મિત્રોએ આવીને મને કહી. ત્યારે હમ્બીબર્ટ ત્યાં ન હતો. મને આથી આ બાજુની કંગાલીયતના દુઃખનો ખ્યાલ આવ્યો. રહેવાના અને કપડાંના ઠાઠમાઠથી પેલો પંજાબી શ્રીમંત હોય તેમ લાગતુ હતું ભલે તેની પાસે લાખો રૂપિયા હોય પણ હું તો તેને ગરીબ જ માનવાનો છું. તેનું મન ગરીબ છે. જે પૈસા ખરે સમયે તક ન ઓળખે તે પૈસા ને શું મધમાં ઘસીને ચાટવાના? ઉપરાંત તેણે જ્યારે વગર હક્કે ખિસ્સો ઉપડાવ્યો ત્યારે તેની મૂડીવાદી તુંદ મિજાજી વૃતિ વિના બીજુ કાંઇ તેનામાં ન લાગ્યું આ ખિસ્સો ઊંચકાવ્યો તેની મહેનતની એક આની સુદ્ધાં તે ન છોડી શકયો. મને આજે પ્રશ્ન થાય છે કે આ પ્રકરણનું મથાળું બિચારો કર્યું છે, તો તેમાં બિચારો હમ્બીબર્ટને ગણુવો કે દેવરાજને?

## જ્યાં હું શરત મારું છું.

શ્રીનગરમાં હવે બે જ દિવસનો હું મહેમાન છું, ખાદીભંડારમાં અમને સારી સગવડ મળી ગઈ. નાહવાની, ખાવાની જે અગવડ મુસાફરીમાં વેઠી હતી તેમાંથી હવે અમને કાંઈ રાહત મળી, અહીં આ ઉનાળાની ઋતુ ગણાતી. ઠંડી જો કે આપણા શિયાળા જેટલી જ લાગતી. કહે છે કે અહીં શિયાળામાં લોકો ગાંગરી બાંધે છે. ગરીબ લોકો નાના માટલાને કાણા પાડી તેમાં દેવતા નાખીને છાતીએ બાંધે છે તેને ગાંગરી કહે છે.

શ્રીનગર પ્રત્યે મને કોણ જાણે કેમ મમતા બંધાઈ હતી. એ સ્થાન છોડી જવું ગમતું ન હતું પણ મારે હિંદના બીજા પણ કેટલાક પ્રાંત જોવા હતા એટલે છોડયા વગર છૂટકો નહતો. અહીંના હવાપાણી માફક આવી ગયાં હતાં. આ નગરને સાચું શ્રીનગર (શોભાયમાન શહેર) બનાવનાર જેલમ પાસેજ હતી. ફૂલવાડી ઠેરઠેર હતી હતી. પીચ, બદામ, દ્રાક્ષ, સફરજન, સ્ટ્રોબેરી વગેરે ફળોની રેલમછેલ હતી. સ્થળ રમણીય હતું અને આંખને પ્રિય અને આલ્હાદજનક લાગતું. આટલું સુન્દર દ્રશ્ય હોઈ શકે? પ્રથમ દ્રષ્ટિએ જ ચિત્તને આકર્ષી લે એવું. આ સ્થળ જોયા પછી મને લાગ્યું અને સંતોષ થયો કે જિંદગીમાં મેં કાંઈક જોયું.

શ્રીનગર છોડયું તેની આગલી રાતે અમે વાતવાતમાં શરતે ચડયા. ગુજરાત કરતાં કાઠિયાવાડના લોકો ઉદાર, શૂરવીર અને રસ્તે મજ્યા હોય તેટલા ખાતર વખત આવે સહન પણ કરે એવા. વળી ગાંધીજી પણ કાઠિયાવાડના. હું હતો ગુજરાતનો. મારા સાથીઓ કાઠિયાવાડનાં. તેઓ કહે ગુજરાતીતો ભાત ખાઉં. આવી અનેક સરખામણી અને ચર્ચા પછી, જમ્યા પછી દોઢ શેર ગુલાબ જાંબુ કોણ ખાય છે તેની શરત લાગી. આ શરતથી અમે જાણે ગુજરાત અને કાઠિયાવાડની શૂરવીરતાના પ્રશ્નનો નિર્ણય ન કરવાના હોઇએ? અહીં જમીને દૂધ પીવાનો રિવાજ હોય છે. અમે પણ દુધ પીને બેઠા હતા. મેં શરતનો આ પડકાર ઉપાડી લીધો. આ એટલા માટે લખુ છું કે શ્રીનગરનાં હવા પાણી કેટલાં બધાં માફક આવી ગયાં હતાં તેનો વાંચકોને ખ્યાલ આવે.

બજાર અહીંથી સવા માઇલ દૂર હતું. ગાડીમાં જવાની જે દરખાસ્ત થઇ તે મેં એટલા માટે ન સ્વીકારી કે ચાલવાને કારણે વખત જાય અને પેટમાં થોડી જગા પણ થાય. કૃષ્ણ જયંતી બીજે

દિવસે હતી, એટલે દુકાનો રાત્રે દસ વાગે પણ ખુલ્લી હતી. દોઢ શેર ગુલાબજાંબુ એટલે નંગ-૧૬. બે ચાર તો રમતમાં ખાઇ ગયો પણ હજી તો પાશેરમાં પહેલી પૂણી હતી. મારા મિત્રો કહેતા કે હું મરિ પડીશ હું પણ કંઇક ડરતો હતો. છતાં આ શરતમાં ન હારું એવી મારી ઇચ્છા હતી. સાથે ચટણી, શાક કે અથાણું કાંઇ જ લેવાનું ન હતું. મેં આઠ ગુલાબજાંબુ તો પૂરાં કર્યાં. પણ હજી તો હું અર્ધે આવ્યો હતો. પણ તે વખતે મને મારી તબિયત કરતાં પ્રતિષ્ઠાની, મારી એકલાની જ નહિ પણ સારા ગુજરાતની પ્રતિષ્ઠાની ચિંતા હતી. એટલે એક શહીદની અદાથી બાકીનાં આઠ ગુલાબજાંબુ પણ મહામહેનતે ઉતારી ગયો. પાચનમાં મદદ થાય એવી આશાએ તૈયાર રખાવેલાં બે પાન ચાવી ગયો. ખાધાના પરિણામની ચિંતા સવારને સોંપી તે રાત પૂરતો તો ઘસઘસાટ ઊંઘી ગયો.

આ વાંચી કોઇએ મને મહેમાન તરીકે નોતરતાં ખંચાવાની જરૂર નથી. કારણકે આ મારો સામાન્ય ખોરાક નથી. આને લીધે મને બીજો પણ એક ફાયદો થયો. બીજે દિવસે જ જન્માષ્ટમી હતી એટલે અપવાસ પણ અનાયાસે થઈ ગયો અને એ પુણ્યકૃત્યથી મારું પેટશૂળ પણ આપોઆપ શમી ગયું.

## સંસ્કારનું બળ

રાજા રાણા અકકડ શાના વિસાત શી તમ રાજ તણી,
કઈ સત્તા પર કૂદકા મારો લાખ કોટિના ભલે ધણી,
લાખ તો મૂઠી રાખ બરાબર, કોડ છોડશે સરવાળે,
સત્તા સૂકા ઘાસ બરાબર, બળી આસપાસે બાળે.
ચક્રવર્તી મહારાજ ચાલિયા, કાળચક્રની ફેરીએ,
સગ દીઠાં મેં શાહઆલમનાં ભીખ માંગતાં શેરીએ.

મલબારી—

પૈસાદારના પુત્રો તો એમ જ માનતા હોય છે કે કપડાં હાથે ધોવાય નહિ, વાસણ સાફ થાય નહિ. એ કામ કરવા માટે તો ભાડૂતી માણસ જ જોઈએ, જેની પાસેથી પૈસાને જોરે કામ લઇ શકાય. પરંતુ તેમને ખબર નથી કે પૈસા જેવા ચંચળ છે તેવું નાનપણમાં કેળવેલું ખડતલપણું અને શક્તિ ચંચળ નથી. મુંબઇના કેટલાયે કોટ્યાધિપતિઓ જે ગાડી વગર બહાર પગ નથી મૂકતા, જેમની સ્ત્રીઓ અનેક નોકરો પર પૈસાને જોરે દોરદમામ ચલાવતી હોય છે, તેઓ કાળચક્રમાં આવી જઇ જ્યારે શ્રીમંતાઇ ખોઇ બેસે છે, ત્યારે આ સ્ત્રીઓને હાથે કામ કરવાનું આવતાં, પહેલાં કદી ન અનુભવેલું દુઃખ અનુભવવું પડે છે. પોતાનું કામ હાથે કરતાં જે નથી શરમાતો તે જ ખરો માણસ * નાનમ પોતાનું કામ હાથે કરવામાં નથી પણ હાથપગ સાબૂત હોવા છતાં પોતાનું કામ બીજા પાસે કરાવવામાં છે.

શ્રીનગરમાં લખિ! સમય જે ખાદીભંડારની શાખામાં રહ્યો હતો, તે સ્થળ એક રીતે તો આખા દેશનું ગરમ કપડાંના ઉદ્યોગ બાબતમાં પાવરહાઉસ જેવું છે, અહીંથીજ બધે ગરમ કામળા, લુઇ, પશમીના બહાર જાય છે, આ સ્થળે સ્નાનગ્રહમાં હું મારાં કપડાં ધોતો હતો. તેવામાં એક બાર વર્ષનો ગૂજરાતી છોકરો હાથમાં રેકેટ લઇને સ્નાનગ્રહ આગળ આવી પહોંચ્યો. હું જાતે કપડાં ધોતો હતો એટલે તેણે મને રામો માની લીધો અને શ્રીમંતોના પુત્રો રામાઓ સાથે જે જાતનું વર્તન રાખે છે તેવું જ વર્તન તેણે મારી સાથે રાખ્યું. આમાં મને કાંઇ

* ગવર્નર જનરલ બન્યા પછી જ્યારે સાવ સાદા રાજાજી હાથે કપડાં ધોવા લાગ્યાં ત્યારે તેમના નોકરો આવા વૉઇસરૉય જોઇ ચકિત થએલા. તેઓ બોલેલા કે "બાબુજી આપ કપડાં ધોએંગે તો ફીર હમેરા ક્યા હોગા ?"

અપમાન ન લાગ્યું. મને તો આથી રમૂજ થઇ. હું હસ્યો. આથી તેને પણ આશ્ચર્ય તો થયું જ. તેણે મને રામામાંથી ઊંચી પાયરીએ ચઢાવી, ભટ્ટ ધારી લીધો. મારે આમાં ય કાંઇ તકરાર નહોતી. જે આને તે. છતી બે આંખવાળાનેય જો કોઇ કાણો કહે તો જેમ તકરારનું કારણ નથી તેમ મારે પણ ન હતું કપડાં માણસથી હાથે ધોવાય જ નહિ, અને રામાથી કે ભટ્ટથીજ ધોઇ શકાય એ પૂર્વગ્રહ આ બાળકમાં બંધાઇ ગયો હતો.

આ મુસાફરીમાં મને બીજા બાળકોનું સ્મરણ થાય છે. જેમનાં તરફ હું આકર્ષાયો છું. તેમની પણ વાત સરખામણીના ખ્યાલથી અહીં કરવી જરૂરી છે. આબુમાં એક આઠ વર્ષનો છોકરો મળેલો તે હતો તો મજૂર વર્ગનો પણ તેનો કંઠ મીઠો હતો અને દિલ સાફ હતું. ચપળ પણ હતો. તે મને સલાહ સૂચના આપતો, રસ્તો બતાવતો, ક્યાં ખાવું, શું કરવું વગેરે સ્પષ્ટ બતાવતો. તેની મા મજૂરણ હતી. મેં તેને પૂછ્યું કે તારી મા બીમાર છે? તો તુરત કહે 'पागल हो गई थी. अब ठीक है. કોઇપણ કામની ના ન પાડતો. તેનો ઉત્સાહ ખૂબ હતો. પૈસાની તેને મારી પાસે આશા નહતી.

અજમેર પાસે મદાર સ્ટેશન છે. ત્યાં હું ઊતર્યો. રસ્તેથી અમારા જેવાને નારેલી તરફ જતા જોઇ પૂછ્યા વગર ન રહેવાયું, 'ત્યાં શું છે? બે ઘર છે, એમાં શું જોવાનું છે?' તેને શી ખબર કે ત્યાં તો અગ્નિ ભર્યો છે જે એક દિવસ પ્રગટશે અને ચોમેર દાવાનળ પ્રગટાવશે. નારેલીમાં આશ્રમ છે. ત્યાં કેટલાક ગાંધીવાદી, સમાજવાદી અને સામ્યવાદી વિચાર ધરાવતા મિત્રોનું એક સારું એવું જૂથ છે, જે ગામડાંની સેવા કરે છે. ત્યાંના કાર્યમાં તત્પરતા હતી, કોઇ કાંતતું તો કોઇ વાંચતું તો કોઇ સાફસૂફી કરતું. કોઇ નવરું બેઠું

ન હતું. શ્રી રામનારાયણ ચૌધરી તેના મુખ્ય કાર્યકર્તા છે. જે બોલેલા કે આ દેશ આજે જે સ્થિતિમાં છે તેનું કારણ આપણા સેવકો છે. એ સ્થિતિ સુધારવી હોય તો વધુ સાચા સેવકો ઉત્પન્ન કરવા પડશે. તેમની સાથેની ચર્ચા પરથી તેમનું દષ્ટિબિંદુ સ્પષ્ટ અને બીજાને માર્ગદર્શક થઇ પડે એવું લાગેલું. અહીં હું જમવા બેઠો હતો. એક નાનકડો છોકરો પાસે બેઠો હતો. મેં તેને ગમ્મતમાં રોટલી ખાવા ધરી. તેણે કહ્યું मैं जूठा नहीं खाता. મને થયું વાહ! પછી મેં ઊંચેથી પાણી પી તેને પીવા ધર્યું તો કહે, अब पानी जूठा नहीं मैं पी सकता हुं। હું તેના તરફ ખેંચાયો. આટલો નાનો છોકરો કેટલું બધું સમજે છે? આથી મેં તેને તેની ઉંમર પૂછી તો કહે કે मेरी मा को पूछ लो. બધા જ જો માને ઉંમર પૂછવા જાય તો માને તો તકલીફ પડી જાય. જો કે હું તો તેનું ઘર અને તેનાં માબાપ કેવાં હશે એ જાણવા ઉત્સુક હતો જ. રસ્તામાં તેણે ઘણી મીઠી મીઠી વાતો કરી. આ બાળકના પિતા પોતાની પત્ની જે ઘઉં વીણતા હતા તેમને ઘઉં વીણવામાં મદદ કરી રહ્યા હતા. મને તરત થયું કે આવા સંસ્કારી બાળકના પિતા પણ ખૂબ સંસ્કારી અને આદર્શસેવી ઉચ્ચ ભાવનાવાળા જ હશે. મારી તે કલ્પના સાચી પડી. તેની માએ તેની ઉંમર ચાર વર્ષની કહી. આવો હોશિયાર અને ગંભીર આ ચાર વર્ષનો છોકરો મને ગજબ લાગ્યો. મારો તો તે મિત્ર બન્યો અને તેણે મને જમવા આમંત્રણ આપ્યું. અને વખતસર આવવા સૂચના પણ તેણે જ આપી.

જ્યારે આ બાળકથી છૂટા પડવાનું થયું ત્યારે મને દુઃખ થયું હતું.

## શ્રીનગર છોડયું

આખરે શ્રીનગરને છેલ્લી સલામ કરવાનો વખત આવી પહોંચ્યો. આથી મને દુઃખ થયું પણ બીજો ઉપાય નહોતો. કારણ કે હિન્દના હજી તો ઘણા ઘણા ભાગો મારે જોવાના બાકી હતા. આ પ્રદેશની ભાષા તદ્દન જુદી હતી, છતાં તેણે અમારા પર મોહિની લગાડી હતી. હિન્દને દેશ કહેવા કરતા ખંડ જ કહેવો વધુ યોગ્ય છે અહીં ૫૦ તો જુદીજુદી ભાષાઓ છે. આવો મોટો દેશ ટૂંક મુદતમાં મારે જોવો હતો એટલે આ ખોબા જેટલા સુન્દર પ્રદેશને વધુ દિવસો આપવા એ પરવડે એમ નહતું. આથી મારે પ્રીત અને ઇચ્છા પર Control મૂકવો પડયો.

વળી હિન્દના પાટનગર દિલ્હીને વળતાં મળવાનો વાયદો કરીને આવ્યો હતો. આગ્રામાં તાજમહાલનું વર્ષો જૂનું આકર્ષણ દબાવી રાખ્યું હતું. આ અને એથીય વિશેષ જોવાનું મળશે એમ આશ્વાસન મેળવી ખિન્ન હૃદયે રાવળપિંડીની મોટરમાં સવારે આઠ વાગે બેઠો.

મોટરમાં બેઠા પછી ખબર પડી કે તે દસ વાગે ઊપડવાની હતી. આ સ્થળ પ્રત્યેનું મમત્વ એટલું બધું બંધાયું હતું કે જવાનું મોડું થવાને લીધે જીવ ઉતાવળિયો કે લપલપિયો બનતો નહોતો; વાંકી ચૂંકી જેલમ જ્યારે હું મોટરમાં બેઠો ત્યારે મનેય વળાવવા આવી હતી. આ નગર પર તેનાં કેટલા બધા ઉપકારો હતા. પંદર-દિવસ તેણે અમનેય તેના ખોળામાં સહેલ કરાવી હતી. અમારી તો તેને થોડા દિવસ, ખાતરબરદાસ્ત અને સુખદુઃખની વ્યવસ્થા કરવી પડી હતી. પણ આ નગરના લોકોને તો તેના વગર એક ક્ષણ પણ ચાલતું નહતું. તેના પાણીમાં આ લોકોએ ખેતરો બનાવ્યાં હતાં. જમીન પર જગ્યાના અભાવે તેમણે નદીમાં જ વસવાટ કર્યો હતો. આ-

લોકો હજી ય ધરાયા નહતા. અને તેમણે જેલમ પર શાકભાજીના બજાર બનાવ્યાં હતાં. છતાં જેલમ મૈયા કાંઇ બોલી ન હતી. મા પણ પોતાના બાળકને મોટા થયા પછી સ્તનપાન કરાવતી નથી. જ્યારે આ તો વર્ષોથી એના એ જ ક્રમે વેઠ કરતી આવેલી છે. કયા શાપે, કયા પાપે તેને આ ગંદા, ગંધાતા માનવોને સ્વચ્છ બનાવી તેમના ભારવાહી બનવું પડયું હતું ? જ્યારે મને ઠેઠ વાંકી વળી ગીર્રાકાદલ સુધી 'આવજો' કહેતી આવી ત્યારે હું કેવો વિવેકશૂન્ય હતો એમ મને લાગ્યું. પોં પોં કરતી મોટર ચાલવા લાગી ત્યારે જ હું આ વિચારતંદ્રામાંથી જાગી પડયો. 'આગળ મળીશ' એમ કહી તે ચાલી ગઇ છતાં હું આટલા બધા દિવસો સુધી તેને આધારે, તેના ખોળામાં હતો એટલે મોટરમાં હતો છતાં જેલમમાં છું એવો ભ્રમ સેવી રહ્યો હતો. એટલા બધા શ્રમ અને ઘસારા વેઠવા છતાં પારકા પર અનેક ઉપકારો કરવા છતાં મનુષ્યે તેને બદલામાં કાંઇ જ આપ્યું ન હતું !

બારામુલ્લા પણ આવી ગયું અમરનાથ અને જમ્મુના માર્ગોનું કુદરતી સૌંદર્ય જોયા પછી આ દ્રશ્યો સ્વભાવિક જ લાગતાં હતાં જોયેલું જોવા પૂરતો જ આનંદ થતો હતો. સોથી સવાસો ફીટ ઊંચા અને ૧૫ થી ૫૦ ફીટના ઘેરાવાવાળા વૃક્ષરાજો આ રસ્તે ય અમને પ્રવાસીઓને વિદાયમાન દેવા આવ્યા હતા કારણ કે બીજે ક્યાંય અમારો ભેટો થઇ શકે તેમ નહતું. આટલું સુન્દર કાશ્મીર જે અમને વહાલું લાગતું હતું તે અમે છોડી શકયા, જ્યારે તે છોડવા એઓ તૈયાર ન હોઇ કાશ્મીરનો અતિથિસત્કાર કેવો છે તે દર્શાવી 'ફરી આવજો' કહી અમે તેમને અમારા પ્રદેશમાં કદાચ ઢસરડી જઇશું, એ બીકે ઝટ અદ્રશ્ય થઇ ચાલ્યાં જતાં હતાં. જેલમે પણ દોહાલા સુધી આવી પોતાનું વચન પાળ્યું હતું. પછી તે પહાડોને આડા ધરી ક્યાંય સંતાઇ ગઇ તે અમે જાણવા ન પામ્યા.

આ રસ્તે અમારી મુસાફરી ૧૬ માઇલની થઇ હતી. ત્યાં દૂર દૂર ઊંચા આકાશમાં ઝાડની છાયામાં, મંતાયલા મકાનો બરફનાં ચોસલાં જેવાં દેખાતાં હતાં. જેમ જેમ મોટર સામેનો છાતીપુર પહાડ ચઢતી ગઇ તેમતેમ આ બરફનાં ચોસલાંઓ જેવાં લાગતાં છાપરાંઓ એક પછી એક વધતાં દેખાયાં. ત્યાં તો કોઇ બોલી ઊઠયું કે આ તો મરી આવ્યું.

રાવલપિંડીથી ૪૦ માઈલે ૭૦૦૦ ફીટ ઊંચું મરી હિલસ્ટેશન છે તેનું દ્રશ્ય ખૂબ સુન્દર છે. ચાલુ મોટરે તે જોયા પછી લાગ્યું કે મરીને ખાતર પણ અમે આ રસ્તે આવ્યા તે ઠીક જ કર્યું છે. ઉત્તમ અને દિલ્હીથી નજીક આ સ્થળ હોવાથી અહીં અંગ્રેજોએ મોટા પ્રમાણમા વસવાટ કરી પહેલગામ કે શ્રીનગર કરતાં ય તેને મોઘું બનાવી મૂક્યું છે. હવે તો અહીંથી સીધું નીચું ઊતરવાનું હતુ એટલે વગર પેટ્રોલે મોટર જઇ શકે એમ હતું. અમે છેવટે રાવલપિંડી આવ્યા. અને એ જ રાતે પેશાવર જવા ટ્રેનમાં બેઠા.



## પેશાવરના પહાડોમાં

પેશાવર જેટલું ધારીએ છીએ તેટલું ભયંકર સ્થાન નથી. ત્યાં હિન્દુ, શીખ અને મુસલમાનોની વસ્તી છે. શીખ લોકો તો ઠેરઠેર વસેલા છે. તેઓ ખૂબ ઉદ્યમી છે. ધર્મઝનુની અને સ્વભાવે માયાળુ છે. આવા અજાણ્યા સ્થળે કોને ત્યાં ઊતરવું એ એક પ્રશ્ન હતો ઊતરવા સંબંધમાં કર્યા ય આ જાતની મુશ્કેલી અમને પડી ન હતી. અમરનાથમાં એક પેશાવરનાં બ્રાહ્મણ મુસાફર મળેલા અને તેમણે પેશાવરમાં અમારે તેમને ત્યાં રહેવું એમ આમંત્રણ તો આપી મૂકેલ હતું જ. પણ પેશાવર જતાં તેમણે આ નોતરું ઉડાવી દીધું. અમારો પહેરવેશ અને દેખાવ એવો હતો કે અમને બધા બંગાળી ધારી લેતા. બંગાળીઓની છાપ સરકાર ઉપર ક્રાન્તિકારી પ્રજા તરીકે પડેલી હોવાથી સરકાર ખાસ કરીને સરહદમાં બંગાળીઓ પર ભારે જાપ્તો રાખે છે. અમે સ્ટેશને ઉતર્યા: કે બીક લાગે એવા પઠાણ પોલીસો કર્કશ અવાજે હિન્દીમાં પૂછવા લાગ્યાં કે "કહાં ઠહરેંગે ? કહાં તક રહેંગે ઔર યહાં કહાં આયે હૈ" અમરનાથમાં ડાધા જેવો લાગતો પેલો જુવાનિયો બ્રાહ્મણ પઠાણ મુસાફર પણ અહીં ટાઢો ટપ થઇ ગયો અને તેણે અમારી વ્યવસ્થા સીધી ધર્મશાળામાં કરવાની છે એમ જણાવી દીધું. અને અમે ય ખાલી મુસાફરો જ છીએ એમ જણાવી અહીંથી છટકયા.

સામાન વગેરેની પણ તપાસ થઇ ગઇ. અમે આ લોકો પાસેથી છૂટકતાં 'હાશ' અનુભવી. પણ પેશાવરમાં અમારે નવા જ અનુભવો કરવાનાં હતા. સામાન્ય રીતે અમવાલ આશ્રમમાં મુસાફરો રહેતા હોય છે. અમે ત્યાં તપાસ કરી તો તેનો ચોકીદાર નેણીરામ કહે કે બધી ઓરડીઓ ભરાઈ ગઇ છે અને જગા બિલકુલ નથી. જગા હતી છતાં તેને ના પાડી. ઘણી તપાસ, વાતચીત અને થોડી રકઝક પછી તેણે એક ઓરડી અમને ઉઘાડી આપી. આ ઓરડીની રચના એવી વિચિત્ર હતી કે રાત્રે ગરમી દુઃસહ થઇ પડતી હતી તેમજ દિવસમાં ત્રણવાર નાહવા છતાં શાન્તિ મળતી નહોતી શ્રીનગરમાં સાત દિવસે નાહનારને પંદર દિવસ બાદ દિવસમાં ત્રણ વખત નાહવાનો અનુભવ, કુદરતના ઝડપી ફેરફારોની અસર સમજાવતો હતો.

પેશાવરમાં જમવાની ભારે મુશ્કેલી પડી. આખો પ્રાંત માંસાહારી છે. વીશીવાળા શાકાહાર અને માંસાહાર બંને બનાવે છે. રસોઈમાં એકનાં એક વાસણો વપરાતાં હોઈ અમે એવા વીશીઓમાં જમવા તૈયાર ન હતા. ત્યાં તો લોકોને અમે માંસ નથી ખાતા તે જાણીને ભારે નવાઇ લાગતી. અમે કહેતા 'આખુ ગૂજરાત માંસાહારથી મુકત છે' ત્યારે તે વધુ નવાઇ પામતા. પેશાવરમાં હજારો ઘેટાં બકરાં રોજ કપાઇ જાય છે. છેવટે મહામહેનતે એક વીશીવાળો એવો મળ્યો કે જેને ત્યાં ખાનાર શાકાહારી હતા; પણ એક બે ટંક ખાધા પછી ત્યાં ખાવા જવા મન થતું નહિ. અમે તો ડબલરોટી અને દૂધ સારી પેઠે ખાતા. સેંઘી સારી લીલી દ્રાક્ષ શેરબશેર ખાઇને ચલાવી લેતા. અહીં સ્ત્રીઓ સારી પેઠે મલાજો પાળે છે. અત્યાર સુધી અમે જ્યાં જ્યાં ફર્યા હતા ત્યાં ત્યાં બધે સ્ત્રીઓ બહાર ફરતી દેખાતી. જ્યારે અહીં સ્ત્રીઓના દર્શન જવલ્લે જ થતાં. જાજરૂની વ્યવસ્થા પણ ત્રીજે માળ રાખવામાં આવેલી હોય છે; પુરુષ ભંગી જાજરૂ સાફ કરવા આવતા નજરે પડતા નથી. લાહોરમાં,

અમૃતસરમાં, પેશાવરમાં બધે સ્ત્રીઓને ભંગી તરીકે કામ કરતી જોઇ છે. અને તેને ઘણાં ઘરના દાદરા ચડવાના હોવાથી રોજ એક ડુંગર જેટલું ચડવું પડે છે. અમરનાથવાળા પેલા ભાઇએ અમને એક વાર જમવાનું આમંત્રણ આપ્યું. અમે તો પાંચ દિનમાં કંટાળી ગયા હતા એટલે ક્ષુધા શાંત કરવા ગમે ત્યાં જમવા જવા તૈયાર હતા. અહીંયાં પણ ભીમસેની ફૂલકા જ બનતા હતા. જમવા બેસવા માટે શેતરંજી કે પાટલા કાંઈ ઢાળ્યા ન હતાં. એક ખાટલા પર બેઠા બેઠા અમે ભોજનની રાહ જોતા હતા અમારા મનમાં એમ કે ક્યારે પાટલા નાંખે અને અમે બેસી જઇએ. પણ ત્યાં તો તે ખાટલા ઉપર જ પીરસેલી થાળીઓ આવી પહોંચી અને અમે ખૂબ સાચવી સાચવીને એક પણ છોટો બહાર ન પડે એમ જમ્યા.

કાશ્મીર અને પેશાવર બે ભૂમિમાં પણ કેટલો ફેર છે! કાશ્મીરના લોકો બિચારા, જ્યારે પેશાવરના બહાદુર. કાશ્મીરના લોકોની આંખમાં ભારે કોમળતા રહેલી છે, જ્યારે પેશાવરના લોકોની આંખમાં કરડાકી જોવા મળે છે. પેશાવરમાં ફરતાં જોયું કે દાંતના રોગીઓ ઘણા છે, ઠેરઠેર દાંતના ડૉક્ટરનાં પાટિયાં જોવા મળ્યાં. આનું કારણ માંસાહાર હશે?

રાવળપિંડીથી પેશાવર આવતાં ટ્રેનમાં એક ભાઈ નમાજ પઢવાના વિચારમાં હતા. હું વચમાં ઊભો હતો. મને ફટ ધક્કો માર્યો અને નમાજ પઢવા લાગ્યા. શું થયું તે મને પછી સમજાયું. આવું વર્તન બીજા પડાશુને ન ગમ્યું. તેણે આવા અસભ્ય વર્તન માટે ખુદાના નામ પર તે ભાઇને કંઇ કહ્યું. છેવટે પેલા ભાઇએ મારી માફી માંગી. સમજણ આવતાં આ પ્રજા નમ્રતા સારી પેઠે દાખવી શકે છે. વગર ઓળખાણે એક ભાઈએ મને પેશાવરમાં રખડવા સાઇકલ આપેલી અને મારે ઠેકાણેથી આવીને લઇ જવા કહેલું. મેં જ્યારે તેમને પૂછ્યું કે તમે સાયકલ પાછી ક્યાંથી મેળવશો તો કહે

मामूली बात है ! અને આ ભાઈ સાયકલ લેવા ન આવ્યા ત્યારે સાયકલ પહોંચાડવાની મને ચિંતા પેઠી. મેં તેમનું નામઠામ પૂછેલું હતું જ. હું તેમને સાયકલ પહોંચાડવાની વ્યવસ્થામાં હતો ત્યાં તેમનો માણસ આવી મળ્યો.

ડૉ. ખાનસાહેબને અમે બે ત્રણ વાર મળેલા. પૂજ્ય શ્રી. સરદાર સાહેબે તેમના પર ભલામણ પત્ર આપ્યો હતો. જ્યારે જઈએ ત્યારે તે ખૂબ કામમાં હોય. તેમને મળવા આખો દિવસ રાહ જોઈએ તો ય તે નવરા થાય તેમ ન હતું. અમને ય થતું કે આવા માણસનો વખત કેમ લેવાય? છતા તેમના જેવાને ન મળીએ તો અમારી આ મુસાફરી સંપૂર્ણ ન કહેવાય તેમની વાત કરવાની ઢબ એવી સરસ હતી કે જાણે વાતો કર્યા જ કરીએ, પણ તેમની રાહ જોનાર ઘણા હતા એટલે ઝટ રજા લઈ લેતા.

આ પ્રદેશમાં સલાહકારો ઘણા મળતા. કોઈની સલાહ સરખી અને મળતી આવતી નહતી. કોઈ આમ કહેતું તો વળી કોઈ તેમ કહેતું. કોનું માનવું, કોનું ન માનવું એ પ્રશ્ન અમને મૂંઝવણમાં નાખી દેતો. એક સાંજે અમે દૂધ પીતા હતા. સવારે ખૈબરઘાટ જવું એમ નક્કી કરેલું. ત્યાં એક જણ બોલ્યા. "તમે ક્યાંથી આવો છો? બંગાળથી?" આ પ્રશ્ન નવો ન હતો. તે ભાઈએ આગળ ચલાવ્યું, "તમે ત્યાં જશો કે કાંઈ પૂછ્યા વગર તમને પકડી લેશે અને છ આઠ માસ પૂરી દેશે. ભારે જોખમ છે.. તમારા જેવા પર તો ખાસ નજર રખાય છે." સ્ટેશને મળેલા કદાવર, દાઢીવાળા, ચમકતી આંખવાળા પઠાણોનો કઠોર સ્વર યાદ આવ્યો. મુસાફરીમાં આ અનુભવ પ્રથમ હતો. અમને થએલું કે ગામડાં શું જોવાય ? આ લોકો ડગલું ય આગળ ભરવા દે તેમ નથી, જ્યાં જુઓ ત્યાં

પોલીસ અને ફોજો, ફોજમાં ખૂબ હોંશિયાર સી. આઇ. ડી. હોય છે, ખૈબરઘાટ જવું કે નહિ તે પ્રશ્ન વિચાર કરાવે તેવો થઈ પડ્યો. આખરે અમે નક્કી કર્યું કે ન જવું. બીજે દિવસે લાહોર જવાનું ગોઠવ્યું.

જતી વખતે ડૉ. ખાનસાહેબને મળવા ગયા. તેમણે પૂછ્યું, ખૈબરઘાટ ક્યારે જઇ આવ્યા?" અમે કહ્યું 'જવું નથી.' "તમે આટલે સુધી આવ્યા અને ખૈબર ન જાઓ! તમે રહો અને જો જવાનું નક્કી ન કર્યું હોય તો જોયા પછી જાઓ." અમે થયેલો અનુભવ ડરતાં ડરતાં કહ્યો. તેમણે અમને ઉધડા લીધાઃ "Who are your advisers ? મેં તમને નહોતું કહ્યું કે તમારે કંઇ કામકાજ હોય તો મને કહેવું. અહીં તો બહુ સી. આઇ. ડીના માણસો ફરે છે અને વાતાવરણ જેમ બને તેમ ભયજનક બનાવે છે. હમણાં જ કમળાદેવી ચટ્ટોપાધ્યા પણ ત્યાં જઈ આવ્યાં." ફરી પાછા તે નવાઇથી બોલ્યા, "Who are your advisers !" અમે ચૂપ બન્યા. ડરપોકની છાપ પાડી. ડહાપણ બન્યા એવી વાતો કરતા રસ્તે ચાલવા લાગ્યા. લાહોર જવાનું બંધ રાખ્યું. વહેલા ઊઠી ઉત્સાહભેર ઊપડ્યા. પેલા પોલીસ બિરાદરો તો હતા જ. તેમણે અમારા સામું જોઇ કંઇક ટપકાવ્યું.

પેશાવરથી જમરૂદ સુધી તો ટ્રેન સીધી ચાલી જાય છે. જમરૂદ વટાવ્યા પછી ટ્રેન પહાડોમાંથી પસાર થાય છે. લાંબી સુરંગ કોરીને રસ્તા કરવામાં આવ્યા છે. પૂના જતાં બોગદા આવે છે. તેવા એક બોગદા પર બીજો બોગદો અહીં આવે છે અને ટ્રેન ઊંચી ચઢે છે. શ્રીનગર જતાં મોટર પહાડની આસપાસ ગોળ ફરતી, અહીં ટ્રેન

શોધ ફરતી જોઈ. બે એન્જીનનો વારાફરતી ઉપયોગ થતો. જે એન્જીન આગળ હતું તે પાછળ જાય અને પાછળ હતું તે આગળ આવે. આમ બેત્રણ વાર એન્જીન બદલાય. રસ્તામાં આફ્રિદીઓનાં મકાનો આવતાં. આજુબાજુ કોટ અને ઉપર એક ઊંચો બુરજ. તેઓ બુરજ પર ચઢે અને ત્યાંથી નિશાન તાકે. હજી પણ કેટલાક બખોલ બનાવીને પ્રાણીઓની અવસ્થામાં રહે છે. આખો પ્રદેશ ડુંગરાળ છે. દહાડે દહાડે અંગ્રેજો આ રસ્તે આગળને આગળ કૂચકદમ કરે છે. અને આવા આફ્રિદીઓને સડક સાચવવા રોકી રૂપિયા ૨૫નો પગાર બાંધી આપે છે. અહીં ફરતાં આફ્રિદીઓ વિષે ઘણી અજબ ગજબ વાતો સાંભળવા મળી. આફ્રિદીઓનું તો બંદૂક બનાવવાનું કારખાનું છે. કોઈ કહેતું દારૂગોળો ખૂટતાં કાબુલના બાદશાહ તેમને મદદ કરે છે. એકલા અને નબળાપોચાનું ગજું નહિ એવે રસ્તે અમે આવી પહોંચ્યા. ખૂબીની વાત તો એ છે કે રેલ્વે લાઈનથી દસ ફીટ દૂર જો આફ્રિદી કોઈનું ખૂન કરે તો અંગ્રેજો જવાબદાર નથી. કારણ કે અંગ્રેજી હદ ત્યાં પૂરી થઈ જાય છે. લંડીકોટલ ઉપર હિન્દનું છેલ્લું સ્ટેશન. આજથી વર્ષો પહેલાં ત્યાં કેવળ ડુંગર હતા. સમય જતાં આજે તો એક સારું એવું શહેર થઈ ગયું છે, ત્યાં સિનેમા, સ્કૂલ, વોટર વર્ક્સ છે. પેશાવરથી મોટર રોજ આવજા કરે છે.

હિન્દુસ્તાનની મુક્તિને માટે કયા પ્રાંતે કેટલો પ્રયત્ન કર્યો છે. તેનો વિચાર કરતાં ગૂજરાત અને સરહદ એ બેમાં ગૂજરાત જાગૃતિના હિસાબે દીપે, જ્યારે સરહદ જુસ્સાના હિસાબે. સરહદમાં જાગૃતિ નથી. ગુજરાતમાં તેટલો જુસ્સો નથી. આ બે વસ્તુઓ ભેગી ક્યારે થાય ? અહીંના લોકો રાજકારણમાં ભાગ લે છે, સમજે છે. અભણવર્ગ પણ રાજકારણના પ્રશ્નો પૂછે છે પણ કોઈપણ જાતના પ્રચારકાર્યને અભાવે રાષ્ટ્રીય પ્રવૃત્તિ લેશ માત્ર ટકી શકી નથી. સભા થવાની હોય તે પહેલાં પોલીસની ૧૦૦-૨૦૦ની પાર્ટી આવી જાય છે અને ત્યાર પહેલાં જ ૧૪૪મી કલમ લાગી જાય છે. લોકો શું થશે તે વિચાર નથી કરતા. ખુદાઇ ખિદમતગારના એક જ બોલને ખાતર કેટલાય ગોળીથી વીંધાઇ ગયા હતા. ખરી અહિંસા તો એ લોકોએ રગમાં ઉતારી છે.

પેશાવર શહેર અને કેન્ટોનમેંટ બે જોતાં લાગે કે આ શું ? શહેર ખૂબ ગંદુ અને કોન્ટોમેંટ ખૂબ સ્વચ્છ છે. પેશાવર કેન્ટ તો જાણે લંડનનું પરું. દુકાનો કેટલી સુંદર અને આલેશાન. વધુ અંગ્રેજ વસતા હોવાથી સ્થાન સુંદર રાખેલું છે. દુનિયાભરનાં નવાં નવાં લેખકોનાં તાજાં પ્રકાશનો અહીં આવી જાય છે. પેશાવર શહેર જોતાં ગંદુ લાગે છે. નાની સાંકડી ગલી, રસ્તા ગંધાય અને આજુબાજુ પાણીની બે ખુલ્લી ગટરો ચાલી જાય. પાનપટીના થુંકના રસ્તામાં લાલ ડાઘા દેખાય. અને તેથી જ પેશાવરમાં દાંતના તબીબો વધું હશે શું ?

આપણે ત્યાં જેમ ઉનાળામાં કેરીઓના ઢગ ખડકાય છે તેમ પેશાવરમાં સવારમાં લીલી દ્રાક્ષ અને કૂબેનું મોટું બજાર ભરાય છે.

ગરીબ માણસ પણ લીલી દ્રાક્ષ ખાતો માલમ પડે છે. સેંકડો મણું ફળ બપોર સુધીમાં તો ખલાસ થઈ જાય છે. બીજે દિવસે બજારમાં પાછા ફળના ઢગ ખડકાય છે. ફળફળાદીની રેલમછેલમ અને સરહદી પાણી એટલે આ લોકોનાં શરીર ખૂબ જામેલાં હોય છે.

કાશ્મીરમાં દ્રાક્ષની મોસમ માટે અમે જરા વહેલા હતા. એટલે આ દ્રાક્ષ માટે અમને પેશાવર ક્યારે આવે અને દ્રાક્ષ સારી પેઠે ખાઈએ એમ થયા કરતું હતું. પેશાવરમાં બજારમાં ભાવ પૂછ્યો તો કહે શેરના પાંચ આના. હું તો દ્રાક્ષ માટે પેશાવર પેશાવર કરી રહ્યો હતો. આ શું ? મેં તેને કહ્યું કે આમ કેમ ? બહુ મોંઘી. પછી દુકાનદારે મને શેર બતાવ્યો. જેવા લોકો શરીરે તંદુરસ્ત અને જાડા હતા તેવો આ શેર પણ તેમના જ જેવો પકાણી હતો. પુરા ૧૦૫ તોલાનો. હવે ખૂબ દ્રાક્ષ ખાવાની મળવાની એમ માની હું આનંદ પામ્યો. અને દ્રાક્ષ લઈ ચણામમરાની જેમ તેના ફાકા મારવા લાગ્યો. ત્યારપછી આટલાં વર્ષો વીત્યાં હજી એ રીતે ધરાઈને એટલી બધી દ્રાક્ષ ખાધી નથી. ત્યાં તો દ્રાક્ષનો પ્રદેશ એટલે પ્રદેશના પાકને ત્યાંજ ખૂબ ખાઈ લ્હાવો લેવા પણ ઇચ્છા થતી.

આ લોકો નાના બાળકોને કાકા કહીને બોલાવે છે. આથી એક સ્થળે હું છેતરાઈ ગયો. ૫૦ વર્ષના માણસના પાંચ વર્ષના કાકા પ્રત્યે મારે ધ્યાન રાખી જોવું પડયું. તપાસ કરી તો કહે કાકા ચતા નથી અમે તો નાના બાળકોને માટે વિવેકભર્યા શબ્દ તરીકે જ કાકા શબ્દ વાપરીએ છીએ. પછી અમને પણ કાકા કહેવાની છૂટ થઈ ગઈ. અને એ વિવેક પણ અપનાવવા જેવો લાગ્યો.

લશ્કરમાં ચાર બી. એ. થએલા રૂપિયા વીસની નોકરીમાં ગ્યા

છે એવું મેં જ્યારે સાંભળ્યું ત્યારે મને આ જીવાનો કરતાં ઠબાક ઠબાક મહેનત કરતા કાશ્મીરના માંઝીનું જીવન વધુ ગમ્યું.

ખૈબરઘાટ જતાં જમરૂદ પછી બ્રિટીશ હદ પૂરી થાય છે. ૧૦૦-૧૫૦ આફ્રિદીઓને ખભે બંદૂક રાખી ઊભેલા જોઈ મને આશ્ચર્ય થયું. શું આ લોકો પલટણવાળા તો નહિ હોય ? મેં કોઈને પૂછ્યું કે તમે આ બંદુક રાખી છે તે પલટણમાં નોકરી કરો છો ? તો કહે એ તો હમારા મુલક હૈ. આ લોકોને પોતાના વતન ઉપર જબરૂં મમત્વ છે. તેમને અંગ્રેજોના આવ્યા પછી આ બધું શું થઇ રહ્યું છે તેની સમજ નહિ પડતી હોય. અંગ્રેજોનાં ધાડાંનાં ધાડાં આવવા છતાં આ લોકો હજી ય સ્વાતંત્ર્યને જાળવી રહ્યા છે. બંદૂકોના લાયસન્સની તેમને જરૂર નથી. સોળ વર્ષનો જુવાન પણ બંદૂક રાખે છે. ગાડીમાં આ લોકો ટિકિટ પણ લેતા નથી. માસ્તર ટિકિટ માગે તો કહે યે હૈ ટિકિટ. એમ કહી બંદૂક બતાવે છે. અહીં રેલ્વે પૈસા કમાવાના હેતુથી નહિ પણ લશ્કરી હેતુથી ચાલુ કરવામાં આવેલી છે.

અહીંથી હવે આગળ અફઘાનીસ્તાનની હદ શરૂ થાય છે, અને 'બ્રિટીશ હદ પૂરી થાય છે' એવાં જે પાટિયાં લગાવેલાં છે તેનું રક્ષણ કરતા પોલિસો બંદૂકો લઇને આ હદને સાચવે છે. હવે તો આગળ જવાય તેમ ન હતું, એટલે હિન્દનું નાકું જોઇ પાછો ફર્યો.

આજે બાર વર્ષે ડૉ. ખાનસાહેબ યાદ આવે છે. કેવા સરળ નિરભિમાની નિખાલસ છતાં તેટલા જ મક્કમ, વીર અને અડગ! તેમના જોવાની સાથે ગાળેલી થોડી મિનિટો અને એ સ્મૃતિ મારે મન મહામોંઘી મુડી છે. આજે હિન્દ આઝાદ થયું છે. પણ રાષ્ટ્રના એ

વીર અને બહાદુર બે ભાઇઓ બંધનમાં જકડાયલા પડ્યા છે. જેમણે આઝાદીના જંગમાં સરહદ પ્રાંતમાં પ્રાણ અને ચેતના આણેલાં તે એક માત્ર રાજકારણીય ભૂલને પરિણામે જેલવાસ વેઠે છે.

સરહદમાં લોહી રેડાય એ ભયે તેમણે ચૂંટણીમાં જોરશોરથી પ્રચાર ન કર્યો, અને પાકીસ્તાનમાં માનવાવાળાના અડધા ટકાથી પણ ઓછા વધુ મત પડ્યા. અને સરહદનું ભાવિ પાકીસ્તાન સાથે જોડાવાનું ઘડાયું. આને હું તે દહાડે રાજકારણીય ભૂલ માનતો હતો, અમે મિત્રો વાતો કરતા "સત્તા ન છોડવી, કબજો બળવાન વસ્તુ છે." અને એ રીતે સરહદ જેવો મુદ્દાનો પ્રાંત કે જ્યાં આઝાદીના ઝંડાધારીઓને રેંસી નાખવામાં આવતા તે મુલકના પ્રાણ જેવા એ તપસ્વી ખાન ભાઇઓ આજે હિન્દ આઝાદ થવા છતાં બંધનમાં પડેલા છે.

મને સંતોષ તો ત્યારે થશે કે એવો પણ સુવર્ણ દિવસ આવે કે મુસ્લીમ પ્રજા આખી જાગ્રત બને, સત્ય અને ધર્મનો વિજય થાય, આ બે બંધુઓ જેલમુક્ત બને, અને એથીય આગળ વધીને કહું કે પાકીસ્તાનના વડા પ્રધાન થાય ડૉ. ખાન સાહેબ અને સરહદના ગાંધી થાય ગવર્નર જનરલ. અને તે ધન્ય દિને પાકીસ્તાન અને હિન્દ જૂદાં નહિ હોય.

★

## લાહોર

પેશાવરથી લાહોર આવ્યો છું. આટલું બધું ફર્યો છતાં લાહોરમાં જે કોમકોમના મતભેદો અને અલગ અલગ વાડા જોયા તેવા બીજે ક્યાંય નથી જોયા. નાનાં બાળકોને કુમળી વયે જ જુદીજુદી શાળાઓમાં ભણાવવાથી આવા સંસ્કારો તેમનામાં પણ દૃઢ થાય છે. જેમકે સનાતનીઓની નિશાળ જુદી. આર્યસમાજીઓની જુદી. મુસ્લીમો પછી પોતાની જુદી નિશાળ કેમ ન કરે? શીખ લોકોનો તો મોટો ભાગ અહીં જ છે એટલે તેઓને તેમની તો જુદી નિશાળ જોઈએ જ. બાળકોને આથી શિશુવયે સામાન્ય એક નિશાળમાં ભણાવવામાં આવતાં ન હોવાથી તેમને હું હિન્દી છું કે હિન્દનો છું એ ખ્યાલ કરતાં હું શીખ છું કે હું સનાતની છું એ જ ખ્યાલ વધુ રહે છે. આથી અહીં જ્યારે કોમકોમની અથડામણો થાય છે ત્યારે તે ઉગ્ર સ્વરૂપ પકડ્યા વગર શમતી નથી. આમ લાહોર એ પંજાબનું એક એવું શહેર છે કે જ્યાં બળોની સમતુલા જાળવવા દરેક કોમે તૈયાર રહેવું પડે છે.

અહીં કોલેજો અને હાઇસ્કૂલો ઘણી છે; અને અનારકલી બજાર જે લાહોરનું મોટામાં મોટું બજાર ગણાય છે તેના વેપારનો મુખ્ય આધાર કોલેજિયનો પર જ છે. આ પણ મોટું શહેર છે

અને લાંબું પથરાયું છે. નવું દિલ્હી જેવું સુંદર બન્યું છે તેવું જ નવું લાહોર પણ છે.

સ્વ. લાલા લજપતરાયના મૃત્યુ બાદ આજે તેમનું સ્થાન પૂરે, આ બધા પક્ષોને એકત્રિત કરી કાબૂમાં રાખી યોગ્ય માર્ગે દોરે એવો કોઇ નેતા લાહોરમાં નથી. દરેક કોમના જુદા જુદા આગેવાનો છે પણ તેઓને તો પોતાનો પક્ષ રહ્યો એટલે રાષ્ટ્રીયતાની દ્રષ્ટિએ આખા પંજાબ પર જેની એકચક્રી આણ પ્રવર્તતી હોય એવા નેતાનું સ્થાન ત્યાં અણપૂરાયલું જ રહ્યું છે.

અહીં ઉનાળામાં સખ્ત તાપ અને શિયાળામાં અતિશય ઠંડી પડે છે. શરીરે આખી પ્રજા સશક્ત છે. ઘઉં એ મુખ્ય ખોરાક છે. ચાને બદલે અહીં દૂધ કે દહીંમાં બરફ નાંખી, ખાંડ નાંખી લસ્સી બનાવવામાં આવે છે. પેંડાની પણ લસ્સી બનાવે છે. પંજાબનાં ગામડાંમાં હજી ચાનો પ્રવેશ ગૂજરાત જેટલો થયો નથી.

મોગલ બાદશાહોમાં સૌથી વધુ વિલાસપ્રિય અને મોજીલો જહાંગીર ગણાય છે. જહાંગીરને નૂરજહાં ખૂબ જ વહાલી હતી. તે જહાંગીરથી અલગ નહોતી રહેતી. અને ન્યાયાસને બેસીને પણ બાદશાહને સલાહ આપ્યા કરતી હતી.

૩૪ વર્ષે પણ નુરજહાં ખૂબ રૂપાળી હતી અને જહાંગીરે તેની જોડે આ ઉંમરે લગ્ન કર્યું હતું. શેરઅફઘાનને મારી નંખાવ્યા બાદ કાજી મારફતે બોતેર લાખ રૂપિયાની કીંમતી પહેરામણી નક્કી કરી હતી. સોળ લાખની કીમતનો મોતીનો હાર જહાંગીરે નુરજહાંને ભેટ આપ્યો હતો. જહાંગીરે તેને માટે નીચેના શબ્દો કહ્યા હતાઃ "મારી કોઇપણ બાબતમાં જુદી ન પાડી શકાય એવી મારી સાથીદાર." એવા આ પ્રેમી યુગલની લાહોરમાં કબર છે. મૃત્યુ બાદ તેમની દૂર દૂર કબર જોઇ, પ્રિયતમા નુરજહાંને જહાંગીરના રોજાથી દૂર

દટાએલી જોઇ હૃદયને આઘાત થયો. મૃત્યુ બાદ તેમને અલગ રાખી આવું અયોગ્ય કાર્ય કર્યું એ જોઇ એક નિશ્વાસ નીકળી ગયો.

આ વખતે મોગલોના વંશનો પણ વિચાર આવ્યો. આ બધા મોગલ બાદશાહો કયાં કયાં દફનાવાયા છે? બાબર કાબુલમાં સ્તોઃ છે. હુમાયુ દિલ્હીમાં પડયો છે. અકબર સિકંદરામાં ઢંકાયો છે. જહાંગીર લાહોરમાં દટાયો છે. શાહજહાં આગ્રામાં પોઢયો છે. ઔરંગઝેબ ઔરંગાબાદ પાસે ખુલ્દાબાદમાં છે. આખો આ એક વંશ કયાં કયાં વેરવિખેર પડયો છે? કહે છે કે જહાંગીરે તો કાશ્મીરના વેરી નામના ઠંડા ઝરણા પાસે મને દફનાવજો એમ મરતાં ઇચ્છા વ્યકત કરેલી, પણ એની પ્રિયતમા નૂરજહાંએ એને પોતે બંધાવેલા લાહોરથી પાંચ માઇલ દૂરના શાહદાર નામે બાગમાં દફનાવ્યો. આ આ બાગમાં જહાંગીરની મૃત્યુતિથિએ દર વર્ષે મેળો ભરાય છે. મોગલ જમાનાનો આ એક નમૂનેદાર બાગ છે.

લાહોરથી ત્રણ માઇલ પર આવેલો શાલીમાર બાગ શાહજહાંને બનાવડાવેલો. નાદીરશાહ આ બાગની રચના અને સૌંદર્ય જોઇ આભો જ બની ગયેલો. ત્યાં વસંત ઋતુમાં દર વર્ષે મેળો ભરાય છે તેને ચિરાગનો મેળો કહે છે. આ બાગ કુશળ ઇજનેર અલિમર્દખાને બંધાવેલો છે. તેમાં તેણે વહેતાં પાણીની ખૂબ સુંદર વ્યવસ્થા કરી છે.

લાહોરની બાદશાહી મસીદ નામે ઓળખાતી મસીદ આલમગીર ઔરંગઝેબે બંધાવેલી છે, અને હિંદની પ્રખ્યાત મસીદોમાં તેની ગણના થાય છે. એ સાદી છે પણ સુંદર છે. એની ચારે બાજુ ચાર મિનારા છે. એ મિનારા પરથી શહેરનો દેખાવ ખૂબ સુંદર લાગે છે.

બાદશાહી મસીદ અને લાહોરી કિલ્લાની વચમાં હજૂરીબાગ આવેલો છે. તેની મધ્યમાં મહારાજા રણજીતસિંહની છત્રી છે.

## અમૃતસર

ગૂજરાતમાં જે ઋતુઓ જોતાં બાર માસ લાગે તે પ્રવાસમાં ઝપાટાબંધ એક માસમાં જુદે જુદે સ્થળે જોવા મળી. અમરનાથને રસ્તે ભારે ઠંડી હતી. આ ઠંડી એટલી બધી સખ્ત હતી કે આખો દિવસ જાણે તાપ્યા જ કરીએ. ગૂજરાતની ઠંડી આના આગળ કાંઈ જ હિસાબમાં નહિ. આઠ દિવસ પછી પેશાવરમાં ગયો તો ત્યાં અસલ તાપનો અનુભવ થયો. હિમાલયમાં આઠ આઠ દિવસ ન નાહનારને અહીં દિવસમાં ત્રણ વાર નાહવું પડયું હતું છતાં ઉકળાટમાં શાંતિ મળતી નહતી. આ વખતે કાશ્મીર સારું એમ લાગ્યું. અમૃતસરમાં વરસાદની ઝડીઓ જોઇ. ચારે બાજુએ પાણી પાણી. કુદરતની કળા અને તેના ફેરફારોની ઝડપી અસર હું આથી જોઇ શક્યો.

અમૃતસરમાં ખૂબ વરસાદ હતો અને આ વખતે ગૂજરાતમાં દુષ્કાળ હતો. પંજાબીઓને દુકાળની નવાઇ હતી. તેમને તો ખ્યાલ પણ નહોતો કે વરસાદ ન પડે તેને દુકાળ કહેવાય. પંજાબમાં તો ઠેર ઠેર નહેરોની સારી સગવડ છે. રેલના પાટા જેવી સીધી લાંબી નહેરો સુન્દર લાગે છે. આપણે ત્યાં દરેક જિલ્લામાં નદી હોવા છતાં નહેરો બનાવવી શકય નથી; કારણ કે ઊનાળામાં નદીઓમાં પાણી થોડું રહે છે. જ્યારે ઉતર હિન્દમાં ઘણે સ્થળે બરફ ઓગળવાને કારણે નદીઓમાં પુર ઊભરાતા હોવાથી વરસાદની ગરજ કે તાણ ખેડુતોને રહેતી નથી. આથી અહીં ધનધાનની રેલમછેલમ છે. ભિખારીને કે ગરીબને રોટલો મેળવવો અહીં મુશ્કેલ નથી. ગુજરાતમાં જેટલી ચાની દુકાનો છે તેટલી અહીં છાશની દુકાનો છે. અહીંના લોકો દુધ અને છાશ ખુબ પીએ છે. ઊનાળામાં કે શિયાળામાં પણ આ લોકો લસ્સી પીએ છે.

લાહોરથી અમૃતસર ૩૫ માઇલ દુર છે. અહીં મોટર અને રેલ્વે વચ્ચે સખ્ત હરીફાઈ ચાલે છે. રેલ્વેવાળા આઠ આના લે છે.

જ્યારે મોટરવાળા પાંચ આના. ઘોડાગાડી પણ અહીં સસ્તી છે. જો કે નવા આગંતુકને ત્રણચાર ગણું ભાડું પ્રથમ કહે છે પણ રકઝક કરતાં, ન ધારેલ ભાડું પણ ગરજ વખતે આ ગાડીવાળા લે છે. અમે ચાર જણાએ સામાન સાથે એક જ આનામાં મુસાફરી કરી હતી. આમ ચાર વચ્ચે આખી ગાડી એક આનામાં કદી આવી શકે એમ માની શકાય ?

હું રાતે અમૃતસર આવેલો હતો એટલે સવારે જ સુવર્ણ-મંદિર જોવું એમ નક્કી કર્યું હતું. હું જ્યાં ઊતર્યો હતો ત્યાં બીજા વેપારીઓ હતા. તે સુવર્ણમંદિરનાં ખૂબ વખાણ કરતા હતા. આથી રાત ક્યારે પસાર થાય અને સવારે હું જલ્દી આ સોનાના મંદિરનાં દર્શન કરૂં એમ ઇચ્છા થતી હતી.

કોઈના કહેવા પર જ્યારે અમુક વસ્તુ જોવાય છે ત્યારે તે આપણને ગમશે કે નહિ ગમે તે પ્રશ્ન થાય છે. સુવર્ણમંદિર મેં ધાર્યું હતું તેના કરતાં ય સુંદર નીકળ્યું. હજારો સ્ત્રી–પુરુષ ત્યાં આવે છે. શીખ સ્ત્રીઓ અને નાનાં બાળકો પણ કિરપાણ રાખે છે અને સેંકડોની સંખ્યામાં મંદિરમાં વારંવાર જોવા મળે છે. રોજ સાંજે અને સવારે ફરવા જવાનું મન થાય એવું મનોહર એ સ્થળ છે. કવિઓને કાવ્ય સ્ફુરે, ડૉક્ટરને કોઈ દર્દીની ચિકિત્સામાં ફેરફાર કરવાના વિચારો સૂઝે, ભક્તને ઇશ્વર પ્રતિ સભાન બનાવે, હતાશ થયેલાને પુનઃ મહત્ત્વકાંક્ષી બનાવે, એવું આ સ્થળ આજ સુધીમાં જોયેલાં અનેક મંદિરો કરતાં વિશેષ ગમ્યું. સંગીતના જાણકારો, ભજન પ્રેમીઓ, ઠેર ઠેર બેઠા બેઠા ભજનની ધુન જમાવે છે. આ મંદિરમાં પ્રવેશ કરવા મેં ચંપલ ઉતાર્યાં ત્યારે જાણે મોચીની દુકાન ન હોય એટલાં બધાં ચંપલ અને બૂટ સાચવી રહેલ ભાવિક શીખો સ્વેચ્છાથી બેઠેલા જોયા. પાસે જ બરફનું પાણી પાતી કેટલીક ભાવિક સ્ત્રીઓ આ સુવર્ણમંદિરમાં આવેલાં સ્ત્રીપુરૂષોનાં

જોડા સાફ કરતી શીખ બેનો જોવા મળી. મને આ ન જોયેલું જોવાનું મળ્યું. નવાઈમાં મારાથી પુછાઈ ગયું, "તમે કેમ આમ ગમે તે લોકોના જોડા સાફ કરો છો" ? તો મને કહે, "જે લોકો આ સ્થળે આવે છે તેમની નૈયત સાફ છે અને તેવાના ચરણની રજને સ્પર્શવું એમાં ધન્યતા છે." આવું જ બીજું પણ એક દૃશ્ય જોયું. પાસે એક પાણીનો કુંડ હતો. મંદિરમાં જતાં પહેલાં બધા તેમાં પગ ધોતાં હતાં. અને આ પગ ધોવાયેલું મેલું, ગંદુ, પાણી ચરણામૃતમાં વપરાતું હતું. મને મારા પગ આ કુંડમાં ધોવા ન ગમ્યા. રખેને મારા પગના ધોવાયેલા મેલને કોઈ ચરણામૃત તરીકે વાપરે તો ! આથી હું નાખુશ હતો, નારાજ હતો. કદાચ આથી માણસમાં નમ્રતા અને અદનાપણું આવે પણ આ જમાનામાં જ્યાં સ્વચ્છતાના અભાવે આરોગ્યનું ખૂન થઈ રહ્યું છે ત્યાં પગની ગંદી રજ, તેનું ચરણામૃત કરવું એ વિચાર જ ભયંકર અને ઘૃણાજનક છે. નમ્રતા કેળવવા આના કરતાં બીજા ઘણા સારા ઉપાયો યોજી શકાય.

પ્રવાસમાં અને આજે પણ હું ટોપી પહેરતો નથી. મને આથી ક્યાંય પ્રવેશ પામવામાં મુશ્કેલી નડી ન હતી. બીજાને હું ટોપી પહેરૂં કે ન પહેરૂં તેમાં શું ? કોઈને શું કામ પરવા કે પડી હોય ! પણ અહીં સુવર્ણ મંદિરમાં આ ન ચાલ્યું. અહીં તો જેણે મંદિર જોવું હોય તેણે મંદિરની શિરસ્ત પાળવી જ જોઈએ. રાજા જ્યાંજે પણ સુવર્ણમંદિર જોવા જોડા કાઢ્યા હતા અને ટોપો પહેરી રાખ્યો હતો. જ્યારે રાણી મેરીએ એમ પસંદ ન કર્યું એટલે તેને મંદિરની બહાર ઉભું રહેવું પડ્યું હતું. આ વાત શીખ સ્વયંસેવકે જ્યારે કરી ત્યારે મને થયું કે મારો તો હવે શો ઘડો ? ટોપી ન પહેરવી એટલે ખુલ્લું માથું રાખ્યું કહેવાય. ખુલ્લું શરીર એટલે નાગું શરીર. તેવી રીતે મારૂં માથું નાગું ગણાયું. મંદિર જોવાની ઉતાવળ અને મારી તાલાવેલી ગઈ રાતની હતી; કાંઈક મંદિરનાં

ભવ્ય સ્વપ્નો આખે ઊંઘમાં જોયાં અને ઉડાવ્યાં પણ હતાં. તે મંદિર જોવાનો વિલંબ એક ટોપીને કારણે મારે વેઠવો પડયો. આ એક જ સ્થળે ટોપીનું મહત્વ મને સમજાયું. મને બીજો એક પ્રસંગ યાદ આવે છે. ૧૯૩૦માં સાબરમતી જેલમાં હું પહેલવહેલો જ્યારે જમવા બેઠો ત્યારે આમજ મુંઝાયો હતો. જેલમાં દાળ માટે તાંસળું અને પાણી પીવા ચંબુ એમ બેજ વાસણો મળે છે. દાળ તાંસળામાં રેડાવી, રોટલા કયાં મૂકવા તે પ્રશ્ન જાગેલો. ચંબુમાં તો પાણી લેવાય છેવટે મેં મારા હાથની થાળી બનાવેલી. અને પછી તો રોજ હાથમાં રોટલા લઇ દાળમાં બોળી ખાઇ રાખતો. ટોપી વગરનો હું ખિસ્સા ફંફોળતાં રૂમાલ મેળવી શકયો એટલે મેં માથે રૂમાલ બાંધી દીધો. આથી મને રજા મળી ગઇ અને મારી બુદ્ધિ વાપરવાના કારણે મારો નંબર ઝટ લાગી ગયો.

પેસતાં જ સામેનું એક આરસપાણનું અને સોનાના શિખરવાળું મંદિર જોઇ હું સંતોષ પામ્યો. પણ આગળ જ્યાં જોઉં છું તો મારી આંખો અંજાઇ ગઇ ૧૪૦ ફીટ સુધી આરસપહાણની લાદીઓ લાગી ગઈ છે, અને અને આખું મંદિર ઝગઝગ થઇ રહ્યું છે. જાણે દૂરથી આગ લાગતી હોય એવો પ્રકાશ દેખાય છે. આ મંદિર એક સરોવરમાં આવેલું છે, તેને ચારે બાજુ ઓવારો છે. સૂર્યનો પ્રકાશ બધા પાણીને સુવર્ણરંગી બનાવે છે. અરીસામાં જેવું મોઢું સાફ દેખાય તેવુંજ આ મંદિર, પાણીમાં દેખાય છે. મંદિરોમાં જ્યારે ભજન કીર્તન ચાલે છે ત્યારે કોઇ શીખ બચ્ચો ગમે તેમ બેસતો નથી. વાતચીત કરતો નથી. ભજનમાં બધા એકચિત્તે તલ્લીન બનેલા હોય છે. મંદિરના મધ્ય ભાગમાં ટિએટના પશમીના પર ગ્રંથ સાહેબની ધર્મની મોટી ચોપડી સોનાના સુંદર પગવાળા બાજઠ પર ગોઠવેલી હોય છે. શીરાનો પ્રસાદ વહેંચાય છે. પૈસાનો દૂરથી નાનકડા ડુંગર જેવો દેખાતો ઢગ થયો હોય છે. પાસે જ એક ઊંચું

ટાવર છે, સુવર્ણે મઢેલા બે મિનારા છે. પાણીમાં મંદિરની શોભા કેટલી અદ્ભુત રીતે કરેલી છે. ચારે પાસ આરસપહાણથી બાંધેલું મંદિર દરિયામાં બેટ જેવું લાગે છે.

જેમ મોગલ બાદશાહોને પોતાના મહેલો ઓછા પડેલા તેમ આપણા હિન્દુ લોકોને પણ અનેક મંદિરો છે છતાં દેખાદેખીથી બીજાં મંદિરો બાંધવાની વૃત્તિ જાગે છે. શીખોનું આટલું સુંદર મંદિર જોઈ હિન્દુઓને પણ જુદું મંદિર બાંધવા ઇચ્છા થઇ. શું હિન્દુ અને શીખોના ભગવાન જુદા છે ? આવો વિચાર ન કરી તેમણે પણ પોતાનું નવું જ મંદિર લક્ષ્મીનારાયણનું (દુર્ગાણા) આજ ઢબનું બાંધવું શરૂ કર્યું છે ૨૦ લાખ તો ખર્ચાઇ ગયા છે. પણ આના જેવું બાંધતાં તો કરોડો રૂપિયા લાગશે કારણ કે આખું મંદિર બનાવી તેના પર સોનાનું ઢાંકણ કરતાં કેટલા બધા રૂપિયા થઇ જાય ?

અમૃતસરમાં આવી જલિયાંવાલા બાગને ન જોઉં તો કેમ ચાલે ! વર્ષોથી મને તેના પર મમતા બંધાઇ હતી. ત્યાંથી રાષ્ટ્રભાવનાની ચિનગારી પ્રગટી હતી. અમૃતસરમાં ગમે તેને પૂછો તો જલિયાંવાલા બાગ કયાં આવ્યો તે આબાલ વૃદ્ધ સ્ત્રી સૌ કહેશે. એમાં નવાઇ શું છે ? આવા આ જલિયાંવાલા બાગમાં હું ભારભીને હૃદયે પેઠો. મને અહીં હિંસા અને અહિંસાના અનેક વિચારો આવ્યા. હિન્દમાં તો જલિયાંવાલાથી ક્રાંતિ ચેતન અને જાગૃતિ આવ્યાં છે જ્યારે જે સ્થળે હત્યાકાંડ થયો તે સ્થળે તો લોકો સાવ ડરપોક બની ગયા છે. હિંદમાં આવા અનેક જલિયાંવાલા સામે એક અહિંસા જ એવો પંથ બતાવશે કે હથિયારો હેઠાં મૂકાવશે અને પાશવતામાંથી માનવતા પ્રગટશે.

મારાં વૃધ્ધ દાદીમાને હર્ષ થાય છે કે હું જાત્રા કરૂં છું. પણ તેમને શી ખબર કે હું કેવી જાત્રા કરૂં છુ. અને જાત્રામાં ધર્મ વિષે

અને કેવા કેવા વિચારો આવે છે? મારું એવું માનવું છે કે ધર્મ માટેની ભાવના કરતાં રાષ્ટ્ર માટેની ભાવના પ્રગટે તે વધુ યોગ્ય છે. જે દેશ આઝાદ નથી તે દેશની ધાર્મિક ઉન્નતિ કદી થઈ શકવાની નથી. એટલે રાષ્ટ્રભાવના કેળવવાની વધુ જરૂર છે. હિન્દુ, મુસ્લીમ કે શીખ ધર્મ માટે મર્યા ફોડે છે પણ દેશ માટે કાંઇ કરતા નથી. શીખોએ ધર્મનું રક્ષણ કરવા ૬૦,૦૦૦ અકાલીઓ કેળવ્યા છે. દેશ માટે કેમ કોઈ કરતું નહિ હોય? અમરનાથમાં હું વિકટ યાત્રા કરતી ઘણી વૃદ્ધાઓને પૂછતો કે તમે આ જાત્રા ન કરી હોત તો શું વાંધો હતો? કેમ અમરનાથ આવ્યાં છો? તો કહે સૌ ભેગી હું ય આવી છું, અમરનાથ શું છે તે તો ખબર નથી. ધર્મ પ્રત્યે અંધ શ્રદ્ધા રાખવા કરતાં સાચો ધર્મ સમજી રાષ્ટ્રને માટે ફના થવું એ સર્વશ્રેષ્ઠ ધર્મ છે.

કોંગ્રેસે ચાર લાખ રૂપિયા આપી જલિયાંવાલા બાગ ખરીદી લીધો છે. પણ ત્યાં કીર્તિગાથાઓ લખવા દેવામાં નથી આવી, જ્યારે કાનપુરમાં નાના સાહેબે અંગ્રેજોને જે કૂવામાં નાખી દીધેલા તેનાં ઉપર આજે ય હિન્દીઓના દુર્ગુણની યાદી મોટી કરતું અને અંગ્રેજોનાં મનમાં હિન્દીઓ પ્રત્યે રોષ અને વેર જગાડતું પૂતળું પોતાની પાદપીઠ ઉપર લેખ લઇને ઊભું છે. તે બનાવ કરતાં આ બનાવનું મહત્ત્વ હિન્દના ઇતિહાસમાં કાંઈ ઓછું નથી—બલ્કે અનેકગણું વધારે છે.

## નાનકાનાનો હત્યાકાંડ

આવો જ બીજો એક મહત્વનો પ્રસંગ આ બાજુ બનેલો છે કે જેની આપણો તરફ઼ ઘણાને જાણ નથી. અમૃતસરથી બાર માઇલે આવેલા ગુરુકાબાગનો આ પ્રસંગ છે.

અસહકારની ચળવળને અને આ પ્રસંગને સીધો સંબંધ નથી છતાં રાજકીય અને ધર્મ સાથે સંકળાયેલો પ્રસંગ પંજાબમાં બન્યો

તેને પરિણામે દેહસો શીખ સેવકોના જાન આપી મમાંતે જેવું જરૂરી છે.

૧૯૧૯માં આખા દેશમાં રાજકીય ચળવળથી જાગૃતિ અને ભાન આવતાં ગયાં. સુધારકો સુધારાના કામમાં આગળ વધવા લાગ્યા, સ્વદેશીમાં માનવાવાળા તેની પૂંઠે લાગ્યા, ધર્મવાળા ધર્મના સડા દૂર કરવા લાગ્યા. આમ સારાએ દેશમા એક જબરી હિલચાલ શરૂ થઈ. શીખ કોમે પણ આ વખતે ભેગાં મળી પોતાના કેટલાક હકોની માંગણી સરકાર પાસે મૂકી. ધારાસભામાં વધુ બેઠકો માંગી; કેળવણી અને મંદિરોના વહીવટમાં સુવ્યવસ્થા કરી યોગ્ય માથું મારવું એમ નક્કી કર્યું. અસહકારના આ જુવાળ સમયે ૧૯૨૦ના ઑક્ટોબરમાં મળેલી શીખ પરિષદે ઠરાવ કર્યો કે કેળવણી અને ધાર્મિક સંસ્થાઓમાં કદી સરકારે માથું ન મારવું.

૧૯૨૦માં આ મંડળને ગુરુદ્વારા પ્રબંધક અથવા શીખ સુધારક મંડળ કહેવામાં આવ્યું. બધા શીખ ગુરુદ્વારા અને ધર્મસ્થાનોની વ્યવસ્થા કરવાનું કાર્ય આરંભાયું. આ વખતે કેટલાક મહંતોએ કબજો આપવા ના પાડી. આ મહંતો દુરાચારી હતા. તેમણે દુરાચાર ચાલુ રાખવો હતો. કબજો આપવો નહોતો. આથી તેમણે તો આ સુધારકોની વિરુદ્ધ ખોટી ફરિયાદો રજુ કરી, પણ દેશમાં તો જુવાળ ચઢ્યો હતો એટલે આ મહંતોને કોઈએ ટેકો ન આપ્યો. એટલે સુધારકોએ નાનકાનાના ગુરુદ્વારાનો કબજો લેવાની ઇચ્છા છડેચોક જાહેર કરી. આ ગુરુદ્વારાની આવક લાખોની હતી અને તેના તાબામાં ૩૨ ગામો હતાં.

આ વખતે લાહોરમાં નાનકાનાના મહંત નારાયણદાસના પ્રમુખપદે સનાતની શીખોની એક સભા મળી હતી; અને છૂપી રીતે આ અકાલીઓ સામે માણસોની અને લશ્કરની ભરતી કરવામાં આવી હતી.

ગુરુદ્વારા પ્રતિબંધક સમિતિના સેવકો (અકાલીઓ) મંદિરે મંદિરે ફરતા હતા અને સુધારાઓ કરવા ખૂબ પ્રચાર કરતા હતા.

અહીં મહંત નારાયણદાસે વારસાઇ ગાદી પર મરાતી ત્રાપ માટે ૪૦૦ પઠાણો અને મવાલીઓ સંતાડી રાખ્યા હતા. બે દિવસ પહેલાં નાનકાના સાહેબમાં પ્રવેશ કરવા અકાલીઓએ યત્ન કરેલો પણ દાખલ ન કર્યા. બીજી દોઢસો માણસોની જે ટુકડી મંદિરમાં દાખલ થઇ તેણે ગ્રંથ સાહેબની પૂજા કરી. એટલામાં શું થયું તે એ ટુકડી પાછી જ ફરવા ન પામી.

મંદિરનાં બારણાં બંધ હતાં. અને જ્યારે તે ઉઘડયાં ત્યારે કોઇ ત્યાં જીવતું ન હતું. નીચેનો અહેવાલ લાહોરના લાલા ગિરધારીલાલનો લખાવેલો છે.

સવારે સરદાર લછમણસિંહ આશરે દોઢસો માણસોની ટુકડી સાથે ગુરુદ્વારામાં આવ્યા અને ખાલસાની સભાને વંદન કર્યું ત્યાં તો મહંત નારાયણદાસે બધાં બારણાં બંધ કર્યાં અને તેના માણસોએ બંદુક, રાઇફલ વગેરે લઇને છાપરા નીચેથી નીકળી આવી આ લોકો પર જે આવ્યું તે મારવું શરૂ કર્યું. પઠાણો તો સોળ કંગલા કરી રાખ્યા હતા. આ વખતે સરદાર લછમણસિંહે કહ્યું કે હું તો સરોલી જતાં ખાલસા સભાના દર્શને આવેલો છું, પણ અહીં કોઇ સાંભળવા તૈયાર ન હતું. આ હત્યાકાંડ ઝટ પૂરો થયો. કેટલીએ લાશોને ગુરુદ્વારાના દક્ષિણના ખૂણામાં ઢસરડી લઇ જઇ ગ્યાસતેલ છાંટી બાળી મૂકવામાં આવી. કપાયેલાં માથાનાં અને છૂંદાયેલા શરીરના ભાગોના પણ ઢગલા પડયા હતા. મંદિર પણ લોહીલોહાણ થઇ ગયું. કોઇ ખબર કહેવા જનાર, નાસવા યત્ન કરનાર પણ બચવા ન પામ્યું.

મિલમાલિક ઉત્તમસિંગે પોતાના બે માણસને સાચી શી હકીકત બની છે તે જોવા મોકલ્યા તો તેમને ય મારી નાખવામાં આવ્યા

ઝમરના સરદાર કરતારસિંગ આ વખતે ૧,૦૦૦ સાથીઓ લઇ ગુરુદ્વારામાં આવી પહોંચ્યા, અને કબજો સોંપી દેવા મહંતને આગ્રહ-પૂર્વક જણાવ્યું. સરકારે પણ આનાકાની કરવા માંડી અને સામાન્ય ઢબે જ જાણે કાંઇ ન બન્યું હોય તેમ વાત કરી; પણ જ્યારે કેરતારસિંગે કહ્યું કે અમે ગુરુદ્વારામાં ગયા વગર પાછા ફરવાના નથી, યુરોપિયન કે દેશી લશ્કર કે મહંતના માણસો જો રોકશે તો તેમનો પણ સામનો કરશું અને એક એક મરી મટી જઇશું પણ ગુરુ દ્વારાનો કબજો લીધા વગર જઇશું નહિ. આ નિર્ણયના જોરે તત્ક્ષણ જ સરકારે આ લોકોને ગુરુદ્વારાનો કબજો સોંપ્યો.

આ સમાચારથી દેશભરમાં ભયનું અને અપમાન થયું હોય તેવું વાતાવરણ સળગી ઊઠ્યું. ગામેગામથી તારો છૂટયા. ગાડીઓ વચમાં રોકાશે અને મોડા પહોંચાશે એ ડરે કેટલાય માણસો તાપમાં, ધૂળમાં હજારોની સંખ્યામાં નીકળ્યા. શીખ પુરુષો અને શીખ સ્ત્રીઓ હજારોના કાફલામાં આ પુનિત સ્થળે આવવા લાગ્યા. અકાલીઓનો હજારોનો જથ્થો, રાષ્ટ્રગીત ગાતી સ્ત્રીઓ અને સત્ શ્રી અકાલના ગગનભેદી જયઘોષ સાથે આ રસ્તે માણસોની સંખ્યા ઊભરાઇ ચાલી.

સરકારે પણ આ ધર્મનો જુસ્સો જોયો. હિન્દમાં રાજ્ય સહીસલામત રીતે કરવું હોય તો કદી ધર્મમાં ન પડવું એમ નક્કી કર્યું. મહંત નારાયણદાસને ફાંસી મળી.

આ બલીદાનથી પુનિત થયેલે રસ્તે હું પણ મોટરમાં ગયો અને આવ્યો અને ત્યારે જ ત્યાંનો આ પ્રસંગ જાણવા પામ્યો.

## ગુરુકાબાગમાં

આ ૧૯૧૪ના કાવતરામાં પકડાયલા અને દેશને માટે ભારે કષ્ટ સહન કર્યું છે એવા હિંસાવાદી બુઝર્ગો બાબા સોહનસિંહ અને બાબા જ્વાલાસિંહનાં મને અહીં દર્શન થયાં આજે તો તેઓ હિંસાવાદી નથી રહ્યા, પણ શાંત સમાજવાદી બની ગયા છે. એંશિ વર્ષની તેમની ઉંમર છતાં તેમનામાં શક્તિના ધોધ વહેતા હતા. તે નિરાશ થયા ન હતા. સારા દેશના લોકો વેપારમાં પડયા છે, પોતાના ધંધામાં મશગૂલ છે, હું એકલો શું કરવાનો છું એ વિચાર તેમને સ્પર્શી શક્યો નહોતો. આવા આ બુઝર્ગોને મળવા બદલ હું મારી જાતને ધન્ય માનવા લાગ્યો.

ગુરુકાબાગમાં સાંજે જમ્યા પછી દૂધ પીવાનો કાર્યક્રમ ચાલતો હતો. આઠ દસ શીખો બેઠા હતા, બાબા જ્વાલાસિંહ પણ હતા. હું તેમનો મહેમાન હતો. દાળ, રોટી અને શાક ખાઈ ધરાઈને અમે બેઠા હતા. ત્યાં તો દૂધનો મોટો કટોરો આવ્યો મેં અર્ધોશેર દૂધ પીધું પછી તેમણે ફરી દૂધ રેડવા કટોરો નમાવ્યો. મેં ના પાડી. બધા બેઠેલા નવાઈ પામ્યા. "બસ એક જ " શીર આપ કમ કયા કરેંગે ? દૂધ તો હમ પાની કી તરહ પીતે હૈ આ લોકો શેર બશેર પાકું દૂધ તો રમતાં રમતાં પી જતા હોય છે.

બીજા શીખ બિરાદરો સાથે પણ વાતોના તડાકા મારવાના પ્રસંગો મારે બન્યા હતા. વાતવાતમાં માંસાહારની ચર્ચા નીકળી. તેઓ કહે, "જુઓ, અમે માંસ ખાઈએ છીએ તો કેવા તગડા અને સશક્ત છીએ !" આની શારીરિક દૃષ્ટિએ લાંબી ચર્ચા ન કરતાં મેં એક જ જવાબ આપ્યો, "તમે માંસ ખાઓ કે ગમે તે ખાઓ તેની સાથે મારે કાંઈ નિસ્બત નથી. પણ જ્યારે માંસ

ખાનારી પ્રજા પણ આજે તો શરીર વધારી કાયરની જેમ ગુલામી વેઠી લે છે ત્યારે માંસ ખાવાથી વિશેષ શું ? શરીર તગડું બનાવવું તેના કરતાં મન મજબૂત બનાવવું એ વધુ ઉપયોગનું છે. સૌ લોકો રાષ્ટ્રપ્રેમી હતા એટલે આ ચર્ચા લાંબી ન ચાલી અને માંસ જ ગુલામ રાષ્ટ્ર માટે ઉત્તમ અને ઉમદા ખાણું છે એવો જે તેમનો અભિપ્રાય હતો તે ડગમગી ગયો.

ગુરુકાબાગમાં રાત્રે હું સૂતો પણ મને ઊંઘ ન આવી. ખાટલામાં પડ્યા પડ્યા ખૂબ પાસાં ઘસતો, ઊંઘવા પ્રયત્ન કરતો તેમ તેમ ઊંઘ તો ઊલટી ભાગી જતી. આખી રાત મને એ વૃદ્ધોનો વિચાર આવ્યો. હિન્દના મુક્તિયજ્ઞના ભાગ્યવિધાતાઓમાંના તેઓ પણ હતા. તેમણે જાનની પણ પરવા કરી ન હતી. આંદામાનની જેલમાં તેમણે વર્ષો વિતાવ્યાં હતાં. બોંતેર વર્ષની ઉંમર છતાં તેમનામાં ભારે વિનય અને વિવેક હતાં. જ્યારે મારી પાસેથી તેમણે કાંઇક નવું જૂનું જાણવાની આપેક્ષા રાખી ત્યારે હું શરમાઇ ગયો અને મૂંઝાયો. તેમના વર્ષોના જેલવાસ આગળ, તેમના વિરલ દેશપ્રેમ આગળ મારો શો હિસાબ ? હું પણ તેમની જેમ હિંસાવાદી તરીકે નહિ પણ અહિંસક યુદ્ધમાં જેલમાં ગયો છું એમ તેમણે જ્યારે જાણ્યું ત્યારે મારા ઉપરનો તેમનો પ્રેમ અને અનુરાગ, વધ્યો એમ હું જોઇ શક્યો. આવા નિડર બુઝર્ગો પ્રત્યે મારાં માન અને મમતા ખૂબ વધ્યાં. સુવર્ણમંદિરમાં આવનાર દરેકોઇના પગ પખાળી તે પાણીનો ચરણામૃત તરીકે ઉપયોગ થતો હતો તે વસ્તુ મને અસ્વચ્છ લાગેલી, પણ આ બુઝર્ગને જોઇ મને થયું કે ચરણામૃત જ લેવું હોય તો તે આવા મૃત્યુ સાથે ખેલનારા ભીષ્મપિતામહ સમા છડ-વીરોનું જ લેવું જોઇએ.

અમૃતસર એટલે પંજાબનું વેપારનું મથક. અહીં રંગનો વેપાર સારો ચાલે છે. શાલ દુશાલા માટે અમૃતસર પ્રખ્યાત છે. દિલ્હી તથા લાહોર કરતાં અહીં જકાત ઓછી છે.

અમૃતસરમાં ફરતાં લાગ્યું કે અહીંની મ્યુનિસિપાલિટી ઊંઘે છે. રસ્તા ખૂબ ખાડાવાળા અને સાંકડા. રસ્તેથી પસાર થતાં પાડા જોડેલું ગાડું આવતું હોય તો રસ્તા પર ઊભાજ ન રહી શકાય. દુકાનને ઓટલે ચઢીએ તોજ પૈડાની ભીંસમાંથી બચવા પામીએ. ગુજરાતીઓનો કાપડનો અને રંગનો વેપાર અહીં સારો ચાલતો લાગ્યો અહીં ગુજરાતી સમાજ પણ છે. વાચનાલય પણ ત્યાં જ છે અને ગુજરાતી માટે સારી લાગી છે.

અહીં પણ શાહજહાનનો બંધાવેલ કંપની બાગ છે. હિન્દુસ્તાની ઇમારતોમાં શાહજહાંનનો જે ફાળો છે તેવો ભાગ્યે જ કોઈપણ બાદશાહનો હશે. કાશ્મીરમાં શાલીમાર બાગ તો કહે શાહજહાંનો, લાહોરનો શાલીમાર પણ તેણે બંધાવેલો. આગ્રા, અને દિલ્હી સાથે પણ તેનું જ નામ જડાએલું; અરે, ઠેઠ અમદાવાદમાં પણ તેની બંધાવેલ ઈમારતો પડી છે. રેલ્વે ન હતી ત્યારે ઘોડાપર આ બાદશાહે કેટકેટલી સફર કરતા હશે. અમૃતસરની સાંકડી ગલીઓમાં કંટાળી ગએલો હું જ્યારે આ બાગ જોવા પામ્યો ત્યારે તેની લંબાઇ પહોળાઇ જોઇ ખુશ થઇ ગયો. આ બાગ ઘણો મોટો છે અને તેમાં હિન્દુ, શીખ અને ગોરાઓની ક્લબો છે.

અહીંથી ૨૫૦ માઇલ દૂર જ્વાળામુખી સ્ટેશન છે. ત્યાં જમીનમાંથી જ્વાળા નીકળે છે. એક મોગલ બાદશાહે આ સ્થળે લોખંડ દબાવી દીધેલું છતાં આ લોખંડને ભેદીને પણ જ્યોત પ્રગટેલી. તેમાંથી હજી યે વ્યવસ્થિત અને અખંડ જ્યોત પ્રગટે છે.

પેશાવરથી લાહોરને રસ્તે પાછાં ફરતાં વચમાં સિંધવની ખાણો આવેલી. ત્યાં મકાનો પણ સિંધવના છે. મૂળા કે કાકડીમાં મીઠું ન

નાંખતાં ભીંતે ઘસીએ તોય એમાંથી ખારો સ્વાદ મળી શકે. અહીંથી મારે એકલાને હરદ્વાર જવાનું થયું. બધા સાથીઓ છૂટા પડી ગયા.

લાહોરથી અમૃતસર માત્ર ૩૫ માઈલજ દૂર છે. છતાં આજે જે સંજોગો બન્યા છે તે એવા ઘોર અને ઘેલછા ભરેલા છે કે લાહોરમાં આજે હિન્દુ નથી અને અમૃતસરમાં મુસલમાન ભાગ્યેજ જોવા મળશે. પહેલાં જ્યાં હિન્દુ મુસ્લીમ વસાહત ભરપુર હતી ત્યાં આજે બે પ્રજાના સિદ્ધાંતે આંધી અને વૈમનસ્યનાં પૂર ઊછાળેલાં છે. લાહોરના અનારકલી 'બજારમાં' સાંજે જે 'વૈભવ' હિન્દુ, શીખ વસ્તીથી દેખાતો તે આજે ત્યાં નથી. પંદર પંદર માઈલને છેડે હિન્દ અને પાકિસ્તાનની સરહદ અને તેનાં નાકાં છે. અને બંનેની લશ્કરી ફોજો પણ છે.

બીજા કોઈપણ પ્રદેશ કરતાં આ પ્રદેશ ઘણોજ નજીક આવેલ હોઈ બન્ને રાજ્યોએ અશાંતિના સમય માટેની અગમચેતી આ સ્થળે વધુ લશ્કરી ટૂકડીઓ રાખીને રાખવી પડે છે.

પાકિસ્તાન સ્થપાતાં હાલ તુરતને માટે તો હિન્દના ચાર મહત્વના મોટાં વેપારના કેન્દ્રિય શહેરો કરાંચી, લાહોર, પેશાવર અને રાવળપિંડી હિન્દી માટે હમણાં-તો સીલબંધ તાલ જેવાં બને છે. એ સીલ ક્યારે તૂટશે ? અને ફરી એ શહેરોમાં હિન્દી વેપારી પહેલાંની જેમ નિરાંતે ક્યારે હરીફરી શકશે અને વેપાર માટે પણ ક્યારે મન પરોવી શકશે એ હાલ કહેવું મુશ્કેલ છે.

જ્યારે હિન્દુસ્તાનનાં બધાંજ શહેરો મુસ્લીમો અને પાકિસ્તાનીઓ માટે સલામત છે. હિન્દુઓએ બધાને અપનાવ્યા છે, આવકાર્યા છે. અને આજ હિન્દુધર્મની સહનશક્તિની ખાસ ખાસિયત છે. અમારો ધર્મ, અમારા સંસ્કાર કારાકોરમ અને હિન્દુકુશથી કન્યાકુમારી અને કરાંચીથી કલકત્તા સુધી પ્રસરેલા છે. મીશનરીઓની જેમ અમારે પ્રચારની જરૂર નથી. આજ હિન્દુ સંસ્કૃતિની ખરી ખૂબી છે.

## હિમાલયના ખોળામાં

ગંગા અને હિમાલય જોવાની ઇચ્છા દરેક હિંદુમાં ક્યારે જન્મેલી હોય છે. એમ પૂછીએ તો ખબર નહિ પડે. પણ જન્મ સાથે એ વસ્તુની પ્રબળ ઇચ્છા આવીને ભરાઈ ગએલી હોય છે. યુ.પી અને બિહારમાં રહેતા લોકોને ગંગા કે જમનાની રોજની સગાઇ હોવાથી તેમને દરિયો જોવાની ઇચ્છા જાગે છે. ગુજરાતીને ગંગા જોવામાં ધન્યતા અનુભવ્યાનું ઉપરાંત ધર્મનું ભારે મહાત્મ્ય દેખાય છે. ખરેખર! પતિતપાવની ભાગિરથીનું મહાત્મ્ય અનેક રીતે અદ્‌ભુત છે.

ગંગાના અનેક વર્ણનો સાંભળેલાં. ગંગા જાતે જોઇ ત્યારે હું હરખાઇ ગયો. ગંગા પર અનેક ગીતો લખાયા છે. ગંગા જોયા પછી એ બધાં ગીતો મારા મનમાં ઉભરાઇ આવ્યા.

હરદ્વારની ગંગા દરેક હિંદીએ એકવાર જોવી જોઇએ સાબરમતી કે મહી નદી ઉપરાંત ઘણી યે નદીઓ જોયા પછી તેનું ઉત્પત્તિસ્થાન કલ્પવા દ્રષ્ટિ સમક્ષ કંઈ દેખાતું નથી. જ્યારે ગંગા સમક્ષ હિમાલય માંય પથારો પાથરીને પડયો છે.

સેંકડો સ્ત્રીપુરૂષો સવારસાંજ ગંગાતટ પર આવે છે. હરદ્વારનું મુખ્ય બજાર જ ગંગાતટ છે. સેંકડો માણસો સ્નાન કરવા આવતાં

હોવાથી એ સ્થાન વેપારનું મુખ્ય કેન્દ્ર બની ગયું છે. મેવા મીઠાઇવાળા, તાજાં ફળફૂલવાળા, દવાવાળા, ફોટો પાડવાવાળા, રમકડાંવાળાથી માંડીને તાત્કાલિક તૈયાર કરેલી, હજામતની હેરકટિંગ, સલુનવાળા બધા આ સ્થળે ધંધો કરી કંઇ કમાવાની આશાએ રોજ નવા નવા આવતા લોકોને આકર્ષી ફેરી ફરી ફરંફરા કરતા માલમ પડે છે.

સાંજે દરરોજ કથાવાર્તા થાય છે. અનેક મહારાજો પોતાનું નાનકડું મંડળ જમાવી કેટલાક ઊભા ઊભા કે પલાંઠી મારી ગીત આંખ કથા કહેતા હોય છે. સ્નાનાદિથી પરવારેલા લોકો ભાવપૂર્વક કથા સાંભળે છે. સાધુઓ અને મંદિરો અહીં ઘણાં છે.

ગંગાની સીધી નહેર વહી જાય છે, બંને કિનારે ઝાડની ઘટા છવાઇ છે. ઝાડનાં ઝુંડ સમાન અને હારોહાર ઊભાં હોવાથી ભવ્ય લાગે છે; અને સામે જ હિમાલયના પહાડો ઊભા હોવાથી આ સ્થાનની ભવ્યતામાં વૃદ્ધિ કરી દે છે. શિયાળામાં ત્યાં બરફ છવાઇ રહે છે. તુષારાચ્છાદિત શિખરો જોવાની મઝા તો એટલે ઊંચે જઇ લેવી જોઇએ.

સદા ભીડ રહેતી હોય એવાં ધાર્મિક સ્થાનો હિંદમાં ઘણાં મળશે. છતાં અમૃતસરનું સુવર્ણમંદિર અને ગંગાતટનું હરદ્વાર મને ગમ્યું. પોતાના નવા માલની જાહેરાત કરતા બૂમો પાડતા કેટલાક ફેરિયાઓને લીધે ગંગાતટે ધમાલ, ઘોંઘાટ હોય છે. ભાવિક ભક્તો ઇશ્વરના અનેક નામ અહીં પોકારી પોકારીને દે છે. ધૂર્જટી ગંગા પણ ધમાલિયા વાતાવરણને પ્રેરી અવાજ મોટો કરે છે. સુવર્ણમંદિરમાં પૂજ્ય શાંતિ છે, નિયમને છે, ભકિતનું ભાવભર્યું વાતાવરણ છે. પણ ગંગાની આ બધી ધમાલ છતાં હિમાલયની વિશાળતા આગળ આંખ અને મનને આ દૃશ્ય એટલું મનોહર લાગે છે અને ઘોંઘાટ છતાં ચિત્તને શાંતિ એટલી બધી લાગે છે કે મનુષ્ય હરખાઇ જાય છે. પવન એટલો બધો ઠંડો અને મીઠો હોય છે કે મનનો તો પરમ શાંતિ અહીં જ મળે છે!

હરદ્વારમાં આઠ દિવસ રહ્યો પણ મારા આઠ દહાડા ન જણાયા. મને મુસાફરીમાં કેટલેય સ્થળે રહેવાનું મન થયા જ કર્યું છે. અને તેમાં તો હું કદી તૃપ્ત જ ન થાઉં. જ્યાં રહેવા માત્રથી જ મન તૃપ્ત થઇ જાય એવાં કેટલાંય સ્થળો હિંદમાં છે, તેમાં હરદ્વાર પણ ગણાય.

હરદ્વાર એટલે હિમાલયમાં પ્રવેશ પામવાનો દરવાજો. પાસે જ કાંગડી ગુરુકુળ છે. ધીમે વહેતી ગંગા છે. તમે કુદરત જોઇ ધરાઇ ગયા હો તો અભ્યાસ માટે ગુરુકુળની વિશાળ લાયબ્રેરી પડી છે. અભ્યાસી અને ચિંતક એવા કેટલાક અધ્યાપકો વસી રહેલા છે. શરીરે સમૃદ્ધ અને ભારતી સંસ્કૃતિની આહલેક પોકારતા સંસ્કૃતના જુવાન અભ્યાસીઓ ગંગા અને હિમાલયને સામે રાખી અભ્યાસ કરતા બેઠા છે. મિત્રો ફરવા જાય ત્યારે હરિકીપૌડીથી ઝંપલાવે અને ગંગામાં વહેતા વહેતા તે ગુરુકુળમાં નીકળે. ગંગાનો પ્રવાહ ગુરુકુળને અડીને જતો હોવાથી કેટલીયે વાર આ જુવાનિયાઓ ચાલવાનું માંડી વાળી ગંગાને આશરે પડી, સાહસ કરી જળના ગતિમાન વેગમાં શરીરને ફેંકી ઝપાટામાં ત્રણ માઇલ તરવાની મહેનત વગર સૂતાં સૂતાં પહોંચી જાય છે અને ઘર આંગણે નીકળી પડે છે.

કાશ્મીર જવાનું જોખમ વેઠવું ન હોય તો હરદ્વાર જઇ આવો. શ્રીનગરથી ૬૦ માઇલે પહેલગામ આવે છે. પહેલગામનું કુદરતી સૌંદર્ય ઘેલા કરી દે તેવું છે. પણ ત્યાંની ઠંડી એટલી સખ્ત છે કે એ સાંદર્યાનુભવ મોંઘો પડી જાય. વળી પહાડોમાં મોટરોમાં જવાનું હોવાથી ત્રણ દિવસની મુસાફરી કરવી પડે છે. જ્યારે હરદ્વાર દિલ્હીથી નજીક ખરું.

પ્રથમવાર ગંગામાં નાહ્યો ત્યારે ખરી લહેર આવી. માથે બપોરનો તાપ અને નાહવામાં બરફનું પાણી. તાપથી સહેજ ઠંડક પામવા નાહવા પડયો, તો અતિશય ઠંડી લાગી. નદીનો

આશરો તાપમાંથી રાહત માટે લીધો તો ઊલટી સગડીની જરૂર પાડે એવી ઠંડી તેમાં લાગી. જેને તરતાં આવડતું તે તો હાથપગ હલાવીને ઠંડી સામે ઝૂઝતા. પાણીનો પ્રવાહ અને ઊંડાઈનું ઠેકાણું નહિ એટલે હું તો સ્થિર જ ઊભો રહી શકતો; જ્યારે બીજા ઘણા ચકચળ કરતા. પણ આ દશા મૂકવે એવી તો ન જ કહેવાય. આમાંથી રસ્તો કાઢવા મેં વિચાર કર્યો અને વિચારમાં કાંઇ ન વળ્યું એટલે 'ખરી મઝા કરી' બહાર નીકળી કપડાંનો આશરો લીધો. સંગીતના સુર સાંજે અહીં ખૂબ સાંભળવા મળે છે.

હરદ્વાર, કનખલ અને જ્વાલાપુર એ ત્રણ મળી હરદ્વાર થાય છે. હરદ્વારમાં પંડાઓ અને જાત્રાળુઓ ઘણા રહે છે. થોડા ધંધાદારીઓ પણ વસે છે. કનખલમાં ઘણાં ગુરુકુલો છે. કેટલાયે ધનપતિઓ પૈસા આપી પોતે એવા આશ્રમો ચલાવે છે જ્યાં સંસ્કૃતને ટકાવી રાખવા મફત અન્નદાન અને વિદ્યાદાન આપે છે. આવે સ્થળે શરીરસંપત્તિ અને સંસ્કૃત વિદ્યા એ બેનો મેળ મેળવવો સહેલો છે. જ્વાલાપુરમાં મોટે ભાગે મુસલમાનો વસે છે.

તમે અમરનાથ જાઓ અને કાશ્મીરનું ડાલ સરોવર જોવાનું માંડી વાળો તો ન ચાલે. આગ્રામાં તાજમહાલ, આગ્રા ફોર્ટ જોઇ-બીજું જોવાનું માંડી વાળો તો તમને પૂછનાર ક્યાલબાગ ન જોયા બદલ રોકશે. અમૃતસરનું સુવર્ણમંદિર જુઓ એટલે ન પતે. તમારે જલિયાંવાલા બાગ પણ જોવો રહ્યો. બનારસમાં જઇ ગંગામાં નાહી. સારનાથ અને હિન્દુ યુનિવર્સિટી જોઇ આવો અને નવું બંધાયેલું ભારતમાતાનું મંદિર ના જુઓ તો તમને એક જોવાજેવી વસ્તુ જેવાની રહી ગઈ એવું દુઃખ રહી જશે, અને બીજા જોઇ આવેલા તેના વખાણ કરી જોવાની ઇચ્છા જાગૃત કરશે અને તમે રસિક હશો તો બીજો ફેરો ખાવો પડશે. આવું જ છે હરદ્વારમાં, હરદ્વાર

જાએ એટલે હૃષિકેશ અને હૃષિકેશ પછી લક્ષ્મણ ઝુલા જોવું રહ્યું. ઘણું જોઇ જોઇ ધરાઇ ગયેલો છતાં મારે આ દિશામે જવું પડયું. તેમાં વળી મને એકલાને મારી જેમ રહેતા એક પંજાબી મિત્ર ગુરુકુળમાં મળ્યા. તેમણે મને આગ્રહ કર્યો એટલે કંઇ ના પડાય ? તેમની સાથે ઊપડયો.

હૃષિકેશમાં સાધુઓ ઘણા રહે છે. ત્યાં કાળીકમળીવાળાનો આશ્રમ છે અને ત્યાં હજારો યાત્રાળુ રહી રહી શકે છે. રહેવું હોય ત્યાં સુધી રહો. દાન આપવું હોય તો આપો. ખાવું હોય તો વેળા વખતે બે હાથ ધરો તો રોટી મળશે. પ્યાલું કે વાટકી હશે તો દાળ લેવાશે. કોઇ જાતની પૂછપરછ કે દખલગીરી નહિ. વગર બિસ્ત્રે હું ત્યાં ગયેલો. સૂવાની વ્યવસ્થા ત્યાંના નોકરો કરી દેતા. વિદ્યાર્થી માટે શીરાનો પ્રસાદ આપવામાં આવે છે પણ હું તો બહાર વીશીમાં જમી લેતો. ત્યાં બધી જાતની સગવડ છે. બહારથી હજારોનું દાન આ સંસ્થામાં આવે છે. મોટું ખાતું છતાં સારી વ્યવસ્થા જળવાઇ રહે છે. હિંદમાં કાળીકમળીવાળાની ઘણી સંસ્થાઓ છે. ભિખારીથી માંડીને સાધુ, ફકીર, અમીરને ત્યાં ખાવાને રોટી અને રહેવાને આશરો મળે છે. માત્ર સમય થાય ત્યારે બે હાથ ધરી હારમાં ઊભા રહેવું જોઇએ. માયા, મમતા મોહ અને હુંપણું એટલે અહંમ્ એ જ્યારે મનુષ્ય છોડી શકે છે ત્યારે તે પોતાની જાતને પણ ભૂલી જાય છે. અને ત્યારે તે અદ્વૈતાનંદ ભોગવે છે. અને કુદરતના આ રમ્ય પ્રદેશમાં તે સાધક બની જીવે છે.

હૃષિકેશમાં ઘણાં મહાત્માઓ રહે છે અને તેમની છૂટીછૂટી કુટિરો નિર્જન સ્થાનમાં પડી છે. જ્યારે ભૂખ લાગે ત્યારે ખાવાનું મળે તે ખાઇ લે અને સાધના કર્યા કરે. હરદ્વાર કરતાં કુદરત અહીં વધુ ખીલે છે. જેમ જેમ ઉપર જઇએ તેમ વધુ સુંદર દશ્યો મળે છે.

ચારે બાજુએ ઊંચા ઊંચા પહાડો વચ્ચે ગંગા નદી વહી જાય છે. વચમાં લક્ષ્મણઝુલાનો પુલ છે. દૂરથી તારના દોરડા જેવો લાગે છે. આ પુલ ખૂબ સુંદર છે અને ત્યાં નીચે વહી જતી ગંગા, ઋષિઓની કેટલીક કુટીરો, ઝાડ અને પહાડોની પરંપરા વગેરે દૃશ્ય એટલું અદ્ભુત દેખાય છે કે એ સ્થાન છોડી જવું ગમતું નથી. વળી મૃત્યુ માટે લલચાવે એવું એ સ્થાન છે. મૃત્યુ આવે તો ભલે આવે. માનસિક શાંતિ અને આરામ પછી મનુષ્ય નિદ્રા મેળવે છે. આ પુલનું તૂટવું અને ચિર નિદ્રા મેળવવી એ કેટલું અદ્ભુત છે! ખરેખર લક્ષ્મણઝુલા પરથી પડતાં ગંગા ઝીલી લે એ ક્ષણ ધન્ય ગણવા જેવી તો છે જ. મનુષ્યની અને કુદરતની સાથે એકતાનતા સાધતું એ મૃત્યુ પણ મોહક છે.

નાનકડી ચંદ્રભાગા ઢીંચણપૂર પાણી છતાં ધસમસતા પ્રવાહને કારણે એક બીજાના હાથ ઝાલવાની ફરજ પાડે છે. મજૂરો સ્ત્રીઓને ઊંચકી સામે કાંઠે મૂકી દઈ આનંદ કરતાં ચાર પૈસા લઈ લે છે. ઘોંઘાટ અને ધમાલિયા જીવન પછી થોડા સમયનો વસવાટ અહીં આવકાર પાત્ર છે, કે જ્યાં નિસર્ગ છે, શરીર અને મનની તંદુરસ્તી સચવાય છે, જીવનમાં કંઇ જોયું એનો સંતોષ પણ થાય છે.

હરદ્વારથી હૃષિકેશ આવ્યા પછી હિમાલયમાં વધુ આગળ એટલે બદ્રિનારાયણને રસ્તે જવું હોય તો અહીથી જવાય છે. ત્યાં આથી પણ સુંદર કુદરતી દૃશ્યો જોવા મળે છે.

હિન્દમાં મેં જે કાંઇ પ્રવાસ કર્યો છે તેમાંના કેટલાય દૃશ્યો પલકમાં જ્યારે જોવા હોય ત્યારે જોઇ શકાય છે અને તેથી મને સંતોષ થાય છે. ૧૯૩૬માં હરદ્વારનો પ્રવાસ મેં એકલાએ કર્યો હતો. પણ ચિત્તમાંથી હરદ્વારની ગંગે ખસતી નહતી. હિમાલયના

પહાડો, ત્યાંની લીલોતરી, આરોગ્યદાયી શીતળ હવા આ બધું જેવા સદા આકર્ષણ રહ્યા કરે છે. મુંબઇમાં થોડી જગામાં જાણે પૂરાઈ ગયો હોઉં એવું લાગે છે. પણ હું શ્રીમંત નથી. નહિ તો જે રમ્ય પ્રદેશ પર મમત્વ છે, જે હવા બલદાયી છે, જે પ્રદેશની જાદુઇ અસર છે તેને છોડી શા માટે એવા શહેરમાં વસવું કે જ્યાં બહાર નીકળતાં રસ્તામાં માણસને માણસ સાથે અથડાવું પડે છે! અને ત્યારે બીજો વિચાર એ આવે છે કે જેમની પાસે લાખો રૂપિયા છે તે બધા હરદ્વાર કે ઋષિકેશમાં કેમ હવે કાયમ રહેતા નહિ હોય? શું તેમની દૃષ્ટિ રસિક નહિ હોય? મને પણ પૈસા મળ્યા હોત તો હું પણ શું અરસિક બનત! પૈસા ન આપીને ભગવાને મને થોડોક પણ રસિક રાખ્યો છે તે સારૂં કર્યું છે.

૧૯૪૫માં મારી પત્નીની તાબેયત બગડી. હવા ખાવા કયાંક જવું એમ વાતો ચરવા લાગી. કોઇ કહે ચાણોદ જાવ, બીજા કહે લોનાવલા જાવ, ત્રીજા વળી કહે નાશીક કે દેવલાલી જાવ. પણ આ બધું તો અમે જોએલું હતું. પણ કયાં હિમાલય અને કયાં દેવલાલી કે લાનોલી. કયાં પર્વતોનો રાજા અને કયાં રાજાઓનો સિપાઇ! હિમાલય તો રાજરાજેશ્વર છે. જ્યારે ચાણોદ કે નાશીક તો સિપાઇ જેવાં લાગે. મેં તો નક્કી કર્યું કે હરદ્વાર જવું. પણ આ વખતે હું એકલો નહતો, એકલો પણ નહતો. ત્રણ બાળકો સાથે હતાં. એટલે તેમને લઈને દૂર માંદા દદીને લઈ કેમ જવાય? પણ મારૂં મન હરદ્વાર જવા અધીરૂં હતું.

પતિતપાવની ભાગીરથી ગંગામૈયામાં જે મોહકતા છે, જે શકિત છે, જે શાંતિ છે, જે ગતિ છે અને તેનાંમાં જે કલકલ નાદે ગાજતું સંગીત છે તેની મોહિની મારા મનમાં ચિરંજીવ અંકાયલી છે. ત્યાંની

હવાની તાજગી, વનસ્પતિથી રમણિય અને ચિત્તાકર્ષક બનેલી ત્યાંની ભૂમિની લીલાર'ગની ઝાડીની મનોહારીણીવાળો ત્યાં જે પવન આવે છે તે દૂરદૂરના હિમાચ્છાદિત શિખરો પરથી વાતો દક્ષિણ તરફ જતો હોય છે, અને તે પ્રથમ અહીં રહેનારને જ મળે છે. આવો શુદ્ધ પ્રાણવાયુ બીજે કયાં મળે ? અહીંના જેવું ભકિતમય વાતાવરણ પણ બીજે કયાં મળે ?

એટલે ઝડપી નકકી કરી દિલ્હીની ટિકીટ લીધી. અને દિલ્હી આવતાં જોશું એમ નકકી કરી હરદ્વાર આવ્યા.

પહેલીવાર આવેલો ત્યારે હું મુકત હતો. હવે અમે પાંચ જીવ હતા. એટલે કેટલાક એવા જોવા જેવા પ્રદેશો મારે છોડી દેવા પડતા. પણ એનું મને બહુ દુઃખ ન હતું. મારે તો–

"ગમ્યો છે પ્રદેશ જે મુજને"
"બતાવું હોશે હું તે પ્રિયાને"

આ મારી ભાવના હતી. એટલે મારી સ્મરણ પોથીના થોડાં પાનાં ફરીવાર ખુલ્લાં થાય અને એમ જોતાં જોતાં મારી દૃષ્ટિ વધુને વધુ રસરા થાય તેની જ મને પડી હતી.

દિલ્હી ગુજરાતી સમાજમાં રમાણુત્રને વર્ગો શ્રી. રમાણેને અમને હરદ્વાર આવવા આમંત્રણ આપ્યું હતું. એટલે દુર કાસ્મીર ખર્ચાં કુંચ્યાં સાથે ન જવાની તેમની સલાહને અમે માન્ય રાખી. તેમણે મને રમાણુવનમાં વધુ વસવાટ માટે ખસ છુટ આપી હતી. મારી પાસે પૈસા ન હતા પણ બે બીલ્લા હતા. એક જેવનો અને બીજો પ્રવાસીનો. એટલે ઘણીવાર મારા પર કુદરત કેટલીક બાબતોમાં રહેમ કરી દેતી. તેવું અહીં પણ થયું.

રમણુવનની ધર્મશાળાના પગથિયાંને ગંગા મૈયાના જળ પ્રક્ષાલે છે. અને ગંગામૈયાના ખોળામાં આ ધર્મશાળા ઝૂલે છે. તેમાં રૂમાલમાં કેરી મૂકી પગ અને કેરીવાળો રૂમાલ પલાળી હું, બાળકો સાથે અને પત્ની સાથે બેસતો. કલકલનાદે વહી જતી ગંગે, દૂરદૂરથી હિમાલયનાં બરફનાં શિખરોનો સંદેશ લઈ આવતી ત્યારે તેમાં હાથ પગ અને મનને પલાળી અમે કેવી લહેર ભોગવતાં હતાં! પાસેના મંદિરમાંથી ઘંટારવ ક્ષણે ક્ષણે સંભળાતા, ભક્ત મુસાફરો અહીં ગંગાને ઇશ્વરસ્વરૂપ માની જય ગંગે બોલતા અને ત્યાં અમે અમૃત જેવી શીતળ કેરી ખાતા ત્યારે જે આનંદ જે રસાસ્વાદ અને જે મહિમા પામતા તેવો હજી ક્યાંય પામ્યો નથી. અને આ રીતે મારી આ જાત્રા એકલવાયા કરતાં સુખકર હતી. અહીં મને સંગીત સ્ફુરતું. ગંગા મૈયાનું પ્રેરક વાતાવરણ મને કહેતું ગા, અહીં આ અહીંનું એકેએક કાવ્ય અતીવ મહત્વપૂર્ણ છે. અને હું ભજનાવલીનાં અને ગીતાંજલિનાં મુ. શ્રી. નગીનભાઇ પારેખે અનુવાદેલાં ઘણાં પ્રિય ગીતો ગાતો. જેવાં કે.

"જગનાં આ આનંદ ભવનમાં પ્રભુએ મને મુકાયો.
ધન્ય થયો હા ધન્ય થયો આ માનવનો દે મારો."

"તેં તો મને અશેષ બનાવ્યો એવી છે તવલીલા.
ખાલી કરી આ પાત્રે ઢાળો નવ નવ જીવન રસીલાં."

"શાં શાં અમૃત કરશો પાન—
હે મુજ દેવ, ભરી આ દેહે આ છલકાતે પ્રાણ ?
બુઝ્યા દીપથી આશા-દીવડો પ્રેરાવી.
આ ધરા ઉપર તું આવે ?"

આ રૂપને સાગર રે, મેં તો દીધી ડૂબકી ઊંડી,
મળે મોતી અરૂપનું રે, ઉરે એવી આશ ધરી.

હવે છૂટ્યું આ હોડી રે, ફેરવની ન ધારે ધારે,
નવ માર મોજાંનો રે, ખાવો હવે વારે વારે.
સુધા સાગર તળિયે રે, અમર બની જાવું મરી.
ગીત અહીં આવી જે ગાવા તે તો નથી ગવાયું.
હજીયે હું કેવળ સૂર સાધું. હજીયે મન ગાવાનું.
આજે વાવંટોળી રાતે,
પિયુ હે તું નીકળ્યો અભિસારે.
જીવન જ્યારે જાય સૂકઈ,
કરુણાની ધારાએ આવો.
સકળ માધુરી જાય છુપાઈ,
ગીત સુધા વર્ષંતા આવો.

આ સ્થળે પુનઃ લાવી મને જે પ્રભુની અનસીમ કરુણાએ મુંબઈના શુષ્ક જીવન પછી ફરીને આ પ્રદેશ બતાવ્યો તે તેની મારા પરની દયા જ હતી.

આ ગીતો મેં વારંવાર વાંચેલા છે, તેનો પ્રકાશક હું બનેલો. અને તેને વેચવાનું પણ મારે માથે હતું એટલે તેમાંના કેટલાંક સુન્દર ગીતોનો જલસો કરી ઘર ઘર આ ગીતો ગવાય અને લોકો ભક્તિના રસમાં પ્રભુ પ્રત્યે તરબોળ પણ થાય એ હિસાબે સત્યાગ્રહ આશ્રમવાળા શ્રી. મથુરીબેન ખરે પાસે વારંવાર આ ગીતો ગવડાવી સાંભળી તેમાંની ઘણી સરી સારી લીંટીઓ ગમે તે મારે મોઢે રહી ગઈ છે. અને જેમ એકવાર સાયકલ શીખ્યા પછી આઠ વર્ષે હું સાયકલ પર બેઠો અને જે આવડવાની ખાત્રીથી મઝા આવી

તેવીજ મઝા જ્યારે જ્યારે મુક્ત હવામાં આ ગીતો યાદ કરું છું ત્યારે ભક્તિરસમાં તરબોળ બની હું ઝોલાં ખાઉં છું.

એક ગીત પૂરું ગવાય નહિ અને મને બીજું યાદ આવે. ભજનાવલિનાં ગીતોનું પણ એવું જ છે. વિદ્યાપીઠમાં ત્રણવાર પ્રાર્થના થાય. એક અઠવાડિયું એક ગીત ચાલે અને સ્મરણ પટ પર તે પણ કાયમી બની રહે.

હરદ્વારમાં બે માસ ફરીને રહ્યો. બધાની તબિયત સુધરતી જતી હતી. હું અહીં બધું ભૂલી મોજથી રહેતો હતો. રોટલીનું પ્રમાણ મુંબઇ કરતાં અમારૂં વધી ગયું હતું. સાંજે રોજ બધા ચાલી હરિકી પાવડી પર જતા. ત્યાં દરેક સંપ્રદાયના વિદ્વાન કથાકારો આવતા અને સંસારની નિઃસારતા પર પ્રવચન કરતા. સંગીતકારો સંગીત ગાતા. કથાવાર્તામાં એવી રંગત જામતી કે બે મિનિટ ચાલવાનાં બીજા કથાકારો વાદ્યો, મૃદંગ, મંજીરા સાથે બીજા કરતાં વિશેષ રીતે પોતાનું કાર્ય જમાવવા તન્મય બની જતા. અને બાજુમાંથી ગંગા વહી જાય. આખા હિન્દમાં કર્યાય તમને આવી પરમશાંતિ નહિ મળે. મને સાંભળો છો.

જય જય ગંગા માઇ
તેરે દ્વારપે ક્યા હૈ ઘાટા
બંદરે કો છોલે મછલી કો આટા
સતન કો પૈસા પાઇ
ધનધન ગંગા માઇ
તેરી કૃપાસે બનબન ફૂલે
ઋષિઓ સે આઈ
મેરી ધનધન ગંગામાઇ.

અને મુંબઇમાં રેકર્ડ સહુથી પહેલી જ્યારે વસાવેલી ત્યારે એકજ રેકર્ડ મારી પ્રિય રેકર્ડ હતી. અમે નવા પરણેલા હતા. અને પરોઢિયે મારી પત્ની નાનકડી રૂમમાં વહેલી ઉઠી રેકર્ડ ચઢાવતી.

"ગંગા કે ઉસ પાર પ્રીતમ
ગંગા કે ઉસ પાર"

અને અમે ગંગાની આ પાર, પેલી પાર ઋષિકેષથી લક્ષ્મણ ઝુલાના પુલ પર આવ્યા ત્યારે મેં તેને કહ્યું, સાંભળે છે" પેલી રેકર્ડ તું વગાડતી અને હું શૈયામાંથી જાગતો" આજે આ ગંગામાતા ખેળામાં પુલ પર આપણે ઝુલીએ છીએ. જેવી તારી ગોદમાં નાનકડી કિરણ છે તેવા આપણે બધા તેના ખોળામાં છીએ.

અમને બધાયને હરદ્વાર ગમ્યું. ઘણું ગમ્યું. હું ઘણીવાર છોકરાંને ચીઢવું છું. તમે મોટા થશો એટલે તમને પરણાવી અમે બંને હરદ્વાર ચાલ્યા જઇશું. લોહચૂંબક લોખંડને ખેંચે છે તેવી રીતે એ સ્થળ અમને ખેંચે છે

અશ્વિન પૂછે "પછી કોઇ દહાડો નહિ આવો" "હું કહું કે તમે ત્યાં આવજો અને તમે ત્યાંજ રહી જશો." અને નાના બાળકો બિચારાં શું સમજે?

બધી માયા મમતા, છોડી, મન અને શરીર પર સંયમનું બળ કેળવી પછીજ એ સ્થળે જવું જોઇએ. ગંગા જેમ બધાનો મેલ સાફ કરે છે, સૂર્ય જેમ સર્વને પ્રકાશ આપે છે, હવા જેમ સર્વને પુલકિત કરે છે તેમ તે પ્રદેશમાં દુન્યવી જીવનમાં કેળવેલા આચાર વિચારને છોડીને જો ન જવાનું હોય તો ત્યાં જવાથી શું વિશેષ! ત્યાંથી આગળ ને આગળ કુદરતને ખોળે, ભગવાનને

ભરોંમે પાંડવો જેમ ગએલા, રામ અને લક્ષ્મણ ગએલા વેદ વ્યાસ અને શંકરાચાર્ય વિવેકાનંદ અને સ્વામી શિવાનંદ જેવા જે રસ્તે ગયા છે તે રસ્તે જઈ માનવ કલ્યાણ અને સેવા ધર્મ સ્વીકારી મધા ભારતીનું ઋણ અદા કરી જીવન ગાળી નાખી જીવ્યુ ધન્ય કરી જવામા જ આ ભવનું સ્વર્ગ જેવુ જે સ્થળ છે ત્યાજ જવું ત્યાજ જવું એમ દિલ પોકારી પોકારીને કહે છે.

લોકોને નાહતા જોઇ લક્ષ્મણ ઝુલાથી ઊતરતા મારી પત્નીને વારંવાર હરદ્વારમા નાહવા છતાં મહિમામયી ગંગેમાં આ સ્થગે સ્નાન કરવા તાન ચડયું. અમારી કપડાની થેલી ઋષિકેષમાં પંજાબ સિંધ ક્ષેત્રની ધર્મશાળામા હતી, સામાન રમા ભુવનમાં હતો. અહીં અમે પહેરેલે કપડે હતા, તેની રસવૃત્તિને પોષવા અને ગંગા મૈયાના પવિત્ર જલમાં તેને મારે બદલે નવડાવવા હું જે મીસરીવાળાને અમે બે રૂપિયા નાસ્તા પાણીના ખર્ચના આપ્યા હતા તેની પાસેથી ધોતીયું લઈ આવ્યો. ગંગા પાન, જમના સ્નાન અને નર્મદા દર્શન એ ત્રણેય અમે સજોડે પામ્યા છીએ અને ધન્ય બન્યા છીએ. અને તેણે સ્નાન કર્યું. આવું સ્નાનનું મહત્ત્વ પહેલાં હરદ્વારમાં પણ બન્યું હતું. રોજ સાડા પાંચ વાગે અમે રમાભુવનથી સવા માઈલ ચાલી હરકી પાયડી પર આવીએ, સંગીત સાંભળીએ નાસ્તો પણ ગંગા કાંઠે આવેલા સંપ્યાબંધ હોટલવાળાને ત્યાં ગમે ત્યા કરીએ, પ્રખ્યાત પાપડ ખાઇએ, રાતે દૂધ પીએ અને નવ વાગે દસ વાગે નિરાંતે રમાભુવનમાં જઇએ. ગ્રહણને દિવસે જેઠ માસમાં ગંગા સ્નાનનું અનેરૂં મહત્ત્વ હોય છે. રાતના અગ્યાર વાગે લાખો સ્ત્રી પુરુષો અહીં ન્હાતા હતા. અમે તો ફરવાના હિસાબે નીકળેલા. પોષ્યાને ત્યાંથી આણેલી ચાદર માત્ર સાથે હતી. અહીં તેણે ફરીવાર ઠંડા પાણીએ અગ્યાર વાગે રાતે ચાદર પહેરી સ્નાન કર્યું.

આજેય એ મહિમાની વાતો અને લાખો ન્હાના રત્રી પુરૂષોવાળા પ્રસંગને અને ગંગા મૈયાને મુંબઇ બેઠાં ઘણીવાર સ્મરીએ છીએ હું મુંબઇના વસવાટે શરદીવાળો બનેલો. એટલે આવા શીતળ બરફના પાણીમાં નાહવાનું મારૂં અઘરું કામ મેં તેને સોંપેલું. જેમ પહેલે દહાડે પાંચ પચીસ દંડ ન કાઢતાં ધીમે ધીમે આગળ વધવામાં મઝા છે તેમ રમાશ્રુવનમાં માથે સૂર્ય હોય ત્યારે જમતાં પહેલાં હું ગંગાજીમાં હાથ અને પગ પલાળું પછી બીજે દિવસે જરા આગળ ઘુંટણ સુધી જઉં, ત્રીજે દિવસે જાંગ સુધી, ચોથે દિવસે કેડય સુધી અને પાંચમે દિવસે છાતી સુધી, છઠ્ઠે દિવસે ડુબકી મારૂં આમ કવાયત કરતાં કરતાં ચમ ચમ લાગતાં બરફના જલમાં નાહવા જેટલી તાકાત ત્યાં પામ્યો અને અમે બંનેએ શરીર સુધાર્યું.

રમાશ્રુવનમાં ઘણા ગુજરાતીઓ આવતા. આ વખતે હરદ્વારમાં યાત્રિઓ વિશેષ હતા. યુદ્ધમાં ઘણા માલ મારી ગએલા ધનપતિઓએ આટલા નાણાં ખર્ચવાં છે એમ નક્કી કરી હરદ્વાર અને ત્યાંથી બદ્રિનારાયણ, ગંગોત્રી જમ્નોત્રી જવા આવતા. અમરનાથ જઇ આવેલો હું ઘણીવાર જવા તાનમાં આવી જતો. એક બે મુસાફરોએ અને આમંત્રણ પણ આપેલું. તેમને ખર્ચે તદ્દન મફત મારે જવાનું હતું, જવાનો લોભ હતો પણ એકલા જવા દિલ ચાલતું નહિ, બ પાચે સાથે જઇએ બરફના પ્રદેશમાં, ધાવણા બાળક સાથે એ ઇષ્ટ નહતું. એટલે મારે એ લોભ જોવાનો જતો કરવો પડ્યો. વળી આ

વખતે યાત્રિઓ અધકુંભનો મેળો હોઇ ખૂબ હતા, એટલે આટલી ભીડાભીડમાં ન જવું એજ સારૂં હતું. પાંસઠ અને સિત્તેર વર્ષના વૃધ્ધો બદ્રિનાથ જતા એ જોઇ મારી રસવૃત્તિ ઉછળતી પણ જવા ન પામ્યો.

મને થતું કે અમરનાથમાં કુદરતનાં મનમોહક દૃશ્યો એક પછી એક ચલચિત્રની માફક બદલાતાં જે જોયાં છે તેવાં અહીં પણ જોવા મળી રહેશે અને મારી સ્મરણપોથીનાં દૃશ્યોનાં નવ વર્ષથી બંધ પડેલાં પાનાં ભલે ફરી ઉઘડવા પામે. અને ગંગામૈયાનું આગળનું સ્વરૂપ પણ કેવું રમ્ય, અને મનોહર હશે તે પણ જાણવાનું મળશે. પણ તુકા કહે."

मिथ्या ध्याव मनाची मरजी देवाची रे देवाची ॥

અને હું ન ગયો.

# ઐતિહાસિક દિલ્હીમાં.

- કીસકી બની રહી હૈ।
કીસકી બની રહેગી॥

દિલ્હીની કથા રોમાંચક છે. દિલ્હીએ શું શું નથી જોયું? કેટલા યે શાસન ચલાવતા રાજવીઓને બીજી જ પળે રઝળતા જોયા છે. દોરદમામ અને હુકમ ચલાવતા સરદારોને મરતા તરફડી રહેલા જોયા છે, ભાગતા કાયર જોયા છે. મરણને વધાવતા વીર જોયા છે. મહેલાતો પાધર થતી જોઇ છે. એક વખતના વેરાન બરબાદ મુલકને લીલોછમ હરિયાળો થતો જોયો છે. કોણ જાણે હજી યે તેને કેટલું જોવાનું હશે?

કેટલા યે પરદેશી રાજાઓ દિલ્હીમાં આવ્યા તેને લૂંટી, બાળી, નિર્લજ્જ હુમલા કરી, વૈભવ ભોગવી ચાલ્યા ગયા. એક જ કોમ એવી આવી કે જેણે પારકી ભૂમિને અદ્ભુત બનાવવા કૌશલ્યની વૃદ્ધિ કરી, તેની અજાયબીનો ડંકો દુનિયાભરમાં વગાડ્યો. સ્વદેશ પાછા જવાનું માંડી વાળી ધનધાન્યથી ભરપૂર હિન્દની ભૂમિમાં પોતાની જાતને સમાવી દઇ, મોગલોએ હિન્દી બનવા પ્રયત્ન કર્યો.

---

* હવે આ કડી ઘણે વર્ષે બદલવી પડે છે. ઇનકી બની રહી હૈ।
ઇનકી બની રહેગી॥

આજે તે કાળની આબાદી, સમૃદ્ધિ અને કારીગરીની સ્મૃતિ તાજી કરવી હોય તો દિલ્હી જોવું જોઇએ.

બબ્બેવાર દિલ્હીનો કિલ્લો જોઇ આવ્યો. દિલ્હી ફોર્ટ જોવાથી મને દુખ લાગ્યું. હું મૂઝાઇ પડ્યો. આ કિલ્લામાં પેસતાં જ દરવાજાને ત્રીજે માળ લડાયક સામગ્રીનું પ્રદર્શન છે. અને કેટલાંક ખુનખાર જંગના બિહામણાં ચિત્રો છે. તોપગોળા છે માનવીના નાશની કહોને કે અનેક સામગ્રી તેમાં છે. આ જોયા પછી દિલ્હીમાં હતો છતાં રાષ્ટ્રની મુક્તિ માટે હિંસાથી તો સ્વાતંત્ર્ય પ્રાપ્તિની મુરાદ કોઈ કાળેય બર આવે તેમ લાગ્યું નહિ. એટલે સાધન તરીકે સ્વીકારેલી અને કામિયાબી આપે એવો બીજો વિચાર અહિંસાનો કરવો પડે. અહિંસાનો પ્રબળ વિચાર કરતાં લાગ્યું કે આઝાદી માટે મરી જવું, ફના થઈ જવું એ વગર એકે હથિયાર આજે હિન્દ પાસે નથી.

આ કિલ્લામાં ફરી ફરીને મોતીમસ્જિદ, દીવાને આમ, દીવાને ખાસ, રંગમહેલ. પુનામંદિર, રાજરાણીના હમામખાના સઘળું જોઇ આવ્યો. મોગલ બાદશાહોને પાણીનો ભારે શોખ હતો. પાણીના ફૂવારા, પાણીની નહેરો, નાહવા માટે સુંદર સ્નાનાગાર અને મકાનોની પોતાની ખાસ બારીકી. આ દરેક મહેલમાં જવાહર હતાં, સોનું રૂપું હતું. આજે બધું ઊપડી ગયું છે. મકાનો એટલાં મજબુત, ભવ્ય અને રોનકદાર છે કે તેનું આયુષ્ય માપવું મુશ્કેલ. પાસે જ પહેલાં જમના વહેતી હતી. હવે તો જમના રિસાઇને દૂર ચાલી ગઇ છે. તે કહે છે, "મારો બાન ભારતી સમ્રાટ આજે ક્યાં છે હું કોની સહરામી બની સહેલ કરાવવાની અપેક્ષા રાખું ?" જ્યારે એ બાદશાહ ઝરૂખે બેઠો બેઠો જોતો હશે, પાસે જ જમના વહી જતી હશે ત્યારે એ

દાદમાંડે કેટલો અપૂર્વ હશે ? આ દશ્ય તેના યૌવનમાં કેવું હશે ? આજે તો મહેલાતો સૂની પડી છે, તેની કોઇ રખેવાળી કરનાર રહ્યુ નથી. તેનું પોતાનું કોઇ સગું—ધણીધોરી નથી.

પાસે જ મોગલ બાદશાહનાં ચિત્રો, તેમનાં આગ્યાંતુગ્યા રાચ-રચીલાંનું સંગ્રહસ્થાન છે, ઉંદની બેગમ જનતમહાલના વસ્ત્રાભૂષણ છે, પણ એય વસ્ત્રો તો કહે છે કે બનાવટી છે. એનું મોતું તો ક્યારનું ય ઊપડી ચૂક્યું છે. અને મુસલમાનો પણ આ બધું જૂનું જોઇને રાચે છે ભૂતકાળ ઉન્નત હતો એટલે તેનું આજે યં પડતી હાલતમા ગૌરવ લેવું એ ઠીક નથી. છેલ્લા બાદશાહ બહાદુરશાહનું અહીં એક હૃદયદ્રાવક ચિત્ર છે. ઘરડે ઘડપણ તેને જેલમા પૂરેલો છે. તેનું મોઢું જોઇ આપણને દયા આવી જાય છે. ચિત્રમાં લખ્યું છે, "ઉંલ્લો મોગલ બહાદુરશાહ જેલમાં." આ ચિત્ર જોઇ કેટલાક મુસલમાનો ઢીલા થઈ જાય છે. ત્યાં દરેક વસ્તુની માહિતી આપના ભોમિયા હોય છે. તેમાંના કેટલાક તો એવું બોલે છે કે આપણને દુઃખ થાય હવે તો ત્યાં કેટલાક ભાગમાં અંગ્રેજો રહે છે. અને એ આના બચી ભૂતકાળને સંભારી દુઃખી થઇ પાછા ફરવું પડે છે.

દિલ્હીમાં કબરોનો પાર નથી. ૫૦ માઇલના વિસ્તારમા દટાયેલી આરામગાહો અહીં છે. અને તે ભૂતકાળ કેવો હશે તેની ઝાંખી કરાવે છે. હુમાયુની કબર ઘણી મોટી છે, જ્યારે ઘણી તો અર્ધખંડિયેર અવસ્થામા છે. હુમાયુની કબર એ મોગલાઈ બાંધકામમાં સૌથી પ્રથમ બંધાવેલ છે. તેની પાછળ પંદર લાખનો ખર્ચ થયેલો અને ૨૮૦૦ કારીગરોએ સોળ વર્ષ કામ કરેલું.

કુતુબમિનાર જોવા જતાં વચમાં એસેમ્બલી, સેક્રેટરિયેટ અને

વાઇસરીગલ લૉજ આવે છે. રોમન પદ્ધતિથી બંધાવેલ આપણું ધારાગૃહ જોવા જેવું છે. તેનો સંપૂર્ણ ફોટો એરોપ્લેનમાંથી જ લઇ શકાય છે. પાસે જ વેધશાળા છે તેને જંતરમંતર પણ કહે છે તેમાં ગ્રહણ, ગ્રહોની ગતિ અને સૂર્યનું સ્થાન વગેરે નક્કી કરવા તેના નિષ્ણાતો આવે છે આ પણ જયપુરના રાજાએ બંધાવેલી છે. એ વિષયમા મારો મુદ્દલે ચચૂપ્રવેશ નહિ એટલે તેનો ભોમિયો જે કાંઇ ભાષણ કરતો તે ગ્રીક અને લેટિન જેવું લાગતું. છતાં તેને રીઝવવા સમજ્યો છું એવું મોં કરતો અને કહેતો 'એસા.' આમાં કેટલા વાગ્યા એટલું સમજાયું પારૂં.

આગળ જતાં મોટા ઘાટના અગાશીવાળા માળ વગરના અનેક બંગલા આવે છે. ગરમીમાં ધારાગૃહનું કામકાજ સીમલા ચાલતું હોવાથી તે બંગલા સૂના થઈ જાય છે. જૂના મોગલ બાદશાહોને ન્યાય આપવા માટે થોડે અંતરે તેમનાં નામનાં પાટિયાં રસ્તા ઉપર ખડાં કર્યાં છે. અકબર હોય કે ઔરંગઝેબ કે ફરૂખશિયર ગમે તેને ત્રીસ ત્રીસ ફીટ આપી દીધા છે. પછી ભલેને તેટલા ભાગમાં બે ચાર બંગલા હોય. અને તરત જ બીજા બાદશાહોનો રસ્તો શરૂ થાય. બધા વાઇસરૉય અને ગવર્નરોને તો અંગ્રેજી રાજમાં ભૂલાય જ કેમ ? ગાડીમાં ઝપાટાબંધ એક પછી એક પાટિયાં બદલાય જાણે ચલચિત્ર. હિંદનો ઇતિહાસ, તેમનાં શુભ અશુભ કાર્યો, પરાક્રમો, અને અંગ્રેજી રાજ્ય સલામત થયું, કોણે કર્યું તે બધા પ્રસંગો જાણે નામવાળાં આ પાટિયાં હૃદયમાં કહી દેતાં લાગ્યાં.

દૂર દૂરથી એક ઊંચો મિનારો દેખાય છે. ટાંગો જેમ જેમ આવે તેમ તેમ નજીક આવતો દેખાય, પણ તેને જોવા ધીરજ ;

ખૂરે. ઇતિહાસમાં કુતુબમિનાર વિષે ભણ્યો તો હતો જ. એટલે દિલ્હી આવ્યો ને મન તો કુતુબને જોવા તલપાપડ થઇ ગયેલું હેવટે અમે પણ આવી પહોંચ્યા ઊંચું જોઇને જાણે કોઇ એક નવું આસન કરતી હોય એટલે ઊંચે નજર નાખ્યાથી ડોક દુખી ગઇ પહેલાં તો સાત માળ હતા. પૃથ્વીરાજ ચૌહાણની દીકરી ઉષાવતીને જમનાના દર્શન કરવાનો નિયમ હતો. પણ જમનાનો પ્રવાહ પુરાતન દિલ્હીથી દૂર ગયેલો હોવાથી તે સાત માળ ચડી જમનાના દર્શન કરતી. સાત માળમાં છેલ્લો લાકડાનો હતો પણ વીજળી પડતા બે માળ નાશ પામ્યા. હવે તો વીજળીથી બચવા તાંબાનું પતરૂ પાંચમે માળે રાખ્યું છે.

ગગનને ચુંબન કરનાર કુતુબમિનાર એ હિન્દનો એક ચમત્કાર છે. દુનિયાની સાત અજાયબીમાંની એ એક અજાયબી છે બાંધણીમાં, સૌંદર્યમાં, દેખાવમાં, કુતુબમિનારની તોલે દુનિયામાં કોઇ ઇમારત આવે તેમ નથી.

ઝપાટામાં હું ૩૭૫ પગથિયા ચડ્યો. ટેઠ પાંચમો માળ લોખંડનો બનાવેલો છે પવન ખૂબ આલ્હાદક લાગતો હોવાથી જાણે એમાં રહીએ એમ થાય છે. એટલે ઊંચે દૂરથી દિલ્હીના મકાનો નાના ગામડાં જેવા લાગતાં હતા અને ચારેકોર પથરાયેલ રાજ્યિવા ગાની આરામગાહો જેવા ભાતી માણસો તો અહીંથી ચેનિયાં જેવાં લાગેલાં અને ઝાડો નાનકડા છોડવા જેવાં.

અનેક દિનના સ્નાના જેને અપવાસ છે એવો એક મજૂર ફાટ્યાતૂટ્યાં વસ્ત્ર પહેરી, કુતુબની ટોચે વાયુની ઝડીમાં નિદ્રાદેવીને ખોળે નિરાતે મોજ કરતો હતો. દુનિયામાં ખાધાપીધાનું છોને અમે

તે થાય પણ અહીં તો તે ઘણો સુખી હતો ઊતરવું ન ગમે તેવું તે સ્થળ; છતાં ચઢવું અને ઉતરવું એ તો સૃષ્ટિક્રમ છે. અમે ઊતર્યાં મારા સાથીઓ વેપારીઓ હતા. તે કહેતા, "આજે આટલું ચઢયા; હવે કોને ચઢવું છે ? ફરીવાર આવશું તો નીચેથી નજર નાખીશું. થાકી ગયા." મેં અમરનાથની વાત કરી. આવું તો ૭ દિવસ સુધી રોજ પાંચ કલાક હિમાલયમાં ચઢયા છીએ. તેઓ કહે, "તેથી જ તમને આ કઠણ ન લાગે"

પાસે જ ચંદ્રગુપ્તના સમયનો લોહસ્તંભ છે. ઘણો ઊંચો છે. તેમાં એક પણ સાંધો નથી અને ધાતુઓનું મિશ્રણ કરી બનાવ્યો છે જે આજે ય અડગ ઊભો છે અજર છે, અમર છે. તેને આંગણે કેટલા યે સમ્રાટો સ્થપાયા, કેટલાં યે મહાયુદ્ધો થતાં તેણે જોયાં. તે હજી કંઠ ઊઘાડ કાઢે આ યંત્રયુગમાં ય આવો સ્તંભ કરવો સહેલ નથી, કારણ કે તેમાં એક પણ સાંધો નથી.

## જુમ્મા મસ્જિદ

આ મસ્જિદ શાહજહાંએ ઈ. સ. ૧૬૨૯ના અરસામાં બંધાવી હતી. ઈશ્વરની પૂજા નિમિત્તે જગતમાં બાંધવામાં આવેલા મકાનોમાં આ ઇમારત મહત્ત્વનું સ્થાન ભોગવે છે. દિલ્હીમાં સૌથી ઊંચામાં ઊંચું આ જ મકાન છે. ચાંદની ચોકની દક્ષિણ બાજુમાં આવનાર કોઈપણ મુસાફરનું સહેજે ધ્યાન ખેંચે એવી આ મસ્જિદ છે. ઈદને દિવસે અહીં નિમાજ પઢનારાઓની કેટલી મેદની જામે છે તે પણ એકવાર જોવા જેવી છે.

હિન્દુઓનો કોઈ એવો તહેવાર છે કે જ્યારે સર્વ હિન્દુ, ન્યાત, જાત, કોમ અને માન્યતાના અંતરને ભુલાવી દઈ સર્વ એક સ્થળે

ભેગા મળી બેસે. તાબૂતને દિવસે મુસ્લીમોની જેવી હાજરી જોવા મળે છે તેવી હાજરી હિન્દુઓના એકપણ તહેવારમાં દેખાતી નથી. આ મસ્જિદની આટલી મોટી રચના અને શુક્રવારની મુસ્લીમોની મોટી મેદની જોઈ હું આ વિચાર કર્યા વગર ન રહી શક્યો.

દિલ્હી અભ્યાસી માટે ખૂબ ઉત્તમ શહેર છે. વારંવાર અવલોકનાથી ત્યાંથી નવું નવું મળી રહેશે. કેટલાય વર્ષોથી પાટનગર તરીકેનું તેનું મહત્વ હજી ય સચવાઈ રહ્યું છે.

હિમાલયના પ્રદેશમાં કુદરતના અનેક બદલાતા રંગો અદ્ભુત દશ્ય બતલાવે છે. તેવી રીતે દિલ્હી વારંવાર જોતાં ભૂતકાળીન સમ્રાટોની જીવન વાર્તા કહી જાય છે. અને વર્તમાન વહીવટી તંત્રની પણ ઝાંખી આપે છે. ૧૯૪૫માં ફરી દિલ્હી આવ્યા.

દિલ્હી ગુજરાતી સમાજમાં ઊતર્યા. અને કુતુબ જવા ઉપડયા. આજે દિલ્હી, લાહોર, કલકત્તા અને અમૃતસરનાં રમખાણો યાદ આવે છે. તે દહાડે કેટલી શાંતિ કેટલો વિશ્વાસ અને કેટલી બંધુતા કોમ કોમ વચ્ચે હતાં. હું એકલો બાળકો અને પત્ની સાથે મુસ્લીમ ભોમિયા લઈને, મુસ્લીમ સંસ્કૃતિને ફરી જોવા, મુસ્લીમ ગાડીવાનની ગાડીમાં, મુસ્લીમ લત્તામાંથી પસાર થયો હતો, દીલમાં ટાઢક હતી. શાંતિ હતી. ત્યારપછી જે બન્યું તેણે હિન્દને કાયમી કલંક લગાડયું છે. અને એના પાપે આપણે રાષ્ટ્રપિતા ગુમાવ્યા. દિલ્હીએ એ મૃત્યુ જોયું. આટલી આરામગાહો, કબરો, રાજ્યોનાં નાશ અને મોગલ શહેનશાહતના રાજવીઓને રઝળતા જોયાં પણ એ બધાથીય પર એવું રાષ્ટ્રપિતાનું મૃત્યુ દિલ્હીમાં થયું.

રાજઘાટની બાપુની એ શાંતિશૈયાને કારણે દિલ્હી રાજધાનીનું શહેર રહે કે ન રહે પણ હિન્દના કે દુનિયાના કોઈપણ માનવી માટે દિલ્હી એક યાત્રાનું સ્થળ અને તીર્થ–ધામ બની રહેશે જ્યાં સ્વરાજના સ્થાપક, સત્યના શોધક અને અહિંસાના પ્રવર્તક પોઢયા છે, અને એ રીતે ભૂતકાળીન મહત્વ કરતાં દિલ્હીનું મહત્વ હવે અનેકગણું વધી જાય છે.

અમારી ગાડી કુતુબ આગળ આવી. મારી તબિયત જરા અસ્વસ્થ હતી. એટલે હું બીજી વાર કુતુબની ટોચે જવાનો લાભ ન લઇ શકયો. મારી પત્ની એકલી બીજાં સ્ત્રી પુરૂષોની સાથે ગઇ, અને નાનાં બાળકોને મેં નીચે સાચવ્યાં અને સાથે રાખી મૂકેલી મીઠાઇ ખવરાવી. અને અશ્વિન અને અનુએ તેમની બા ઠેઠ ઊંચે પહોંચી અને તેમનો અવાજ તે કેવોક સાંભળી છે તેની ખાત્રી કરવા બા ' એમ બૂમ મારી ઉપરથી તેણે ' ઓ ' કહી જવાબ વાળ્યો. બાળકોને આથી મઝા પડી.

અહીંથી કિલ્લો, હુમાયુની કબર, જંતરમંતર બધું બતાવ્યું. અને મેં ન જોએલું બિરલા મંદિર જોવા અમે ઉપડયા. ગૂજરાતી સમાજમાં જે જે આવતા તે બધાજ બિરલા મંદિરના વખાણ કરતા અને મેં તે મંદિરમાં હાજરી પણ નહોતી પૂરાવી તેથી મને આ વખતે તે જોવા ખાસ ઇચ્છા હતી.

હિન્દુસ્તાનમાં જેમ શાહજહાંન તાજ બાંધીને જશ ખાટી ગએલ છે અને અમર નામના પામ્યો છે તેમ બિરલા ભાઇઓ દાન ધર્મમાં ખૂબ નાણું વાપરી, કોંગ્રેસને ખૂબ મદદ કરી નામ પામી ગયા છે. તેમણે ઘણે સ્થળે ધર્મશાળા બંધાવેલી છે, વિદ્યાદાન

કરેલ છે. ગુરૂકુળ કાંગડીમાં પણ વેદમંદિર બંધાવ્યું છે અને દિલ્હીમાં બિરલા મંદિર બાંધીને તો કમાલ કરી છે.

બિરલા મંદિર જોવા સેંકડો પ્રવાસીઓ આવે છે. મંદિર જોવા થોડાં પગથિયાં પણ ચઢવા પડે છે. અહીં સાદાઈ છે, સ્થાપત્ય છે, અને સૌંદર્ય પણ છે. અને ખૂબ શોધ કરીને સુન્દર સ્તોત્રો સંભાળ અને કાળજીપૂર્વક લખેલાં છે. અહીં અનેક દેવદેવીઓના ચિત્રો છે, ઋષિમુનિઓ છે, સંતો છે, ભકતો છે, વીરપુરૂષો છે. મહાવીર સ્વામી, ભગવાન બુદ્ધ, જગતગુરૂ શંકરાચાર્ય, નાનક, કબીર, દયાનંદ સરસ્વતી બધાનાં સુન્દર ચિત્રો છે. અને આપણા ધર્મગ્રંથો જેવા કે ગીતા, રામાયણ, મહાભારત, ભાગવત, યોગ વાશિષ્ઠ, ઉપનિષદ વગેરેમાંથી ચૂંટી ચૂંટીને જોડણીની શુદ્ધિની કાળજી રાખીને કંઠસ્થ કરવા જેવાં શ્લોકો અને સુન્દર વાકયો મૂકેલાં છે. આ જોવું કે તે જોવું એવા ભાવ જાગે છે. અને હૈયું આ મંદિર જોઇ હરખાઇ જાય છે. હિન્દના કોઇપણ મંદિરમા તમે નહિ જાવ તો ચાલશે, પણ તમે આ મંદિરમાં નહિ જાવ તે નહિ ચાલે એક દિવસમાં દિલ ચાહી જાય એટલું બધું ગહન તત્વ આ મંદિરમાથી પામવાનું છે.

કોઇ પણ ધર્મના પ્રવર્તકને અહીં છોડયા નથી. હિન્દુ સંસ્કૃતિના સાચા દર્શન અહીં જ થાય છે. પ્રેમ દિવાની મીરાં અહીં છે, નરસૈયો ભક્ત હરીનો અહીં છે, વિદ્યાદાયિની સરસ્વતી અહીં છે, કલ્યાણકારી શિવ પણ અહીં છે. પાલક વિષ્ણુ અને સર્જનહાર બ્રહ્મા પણ અહીં જ છે, અહીં છે, બધું જ અહીં છે. પ્રતાપી પ્રતાપ અહીં છે. અને સંત ગાંધી પણ અહીં છે, ગીતાનો ગાનાર પણ છે, ગીતા ભજન પણ છે.

આ મંદિરમાં જે રીતે રંગોની મેળવણી કરેલી છે તે ચિત્તને હરી લે છે. અહીં શાંતિ છે, અનેક દેવદેવીઓ, સંતો ભક્તોની મનોહર છબીઓ છે, આરસના શુશોભીત થાંભલાઓ છે, બાજુમાં ગુફાઓ છે, ફુવારો છે, કોતરેલાં સરોવર, નહેર, ડુંગર અને ઝરણાં છે. પણ આ સ્થળે તેના સ્થાપકની ચેતનવંતી કાળજી એટલી અદ્‌ભૂત છે કે આ સ્થળ જોયા પછી હિન્દના શ્રેષ્ઠ મંદિર તરીકે આ મંદિરને સ્વીકારી બીજા મંદિરમાં જવાથી ચિત્ત આટલું પ્રસન્ન થતું નથી. મન ભક્તિમયું બીજે ક્યાંય આટલું બન્યું નથી. જેમ તાજમહાલની ગણના હિન્દમાં એક જોવા જેવા કળાના શ્રેષ્ઠ ધામ તરીકે થાય છે તેમ આ મંદિર પણ ભારતી સંસ્કૃતિનું સાચું પ્રેરક મંદિર છે.

આ લોકો પોતાના ધંધા પ્રત્યે પ્રમાણિક હોય છે. આપણે અમુક પંડાનું નામ આપીએ તો પછી નામ ન લે. એક પંડાએ ગલ્લુ મોહન મેરા નામ કોઇને કહ્યું. આથી મેં કહ્યું, 'હમારા પંડાકા નામ હૈ ગલ્લુ મોહન.' પછી તો કોઇ નામ જ ન લે. હું હવે ખમી ગયો. અને ફાવ્યો એમ માની બીજાઓની રમૂજ જોતો ઊભો હતો. મારી સાથેના એક ભાઇ કંટાળી ગયા હતા. વારાફરતી પંડાઓ પૂછાપૂછ કરતા. તેમણે કહ્યું 'મેરા ગામ વલ્લભીપુર.' આવું ગામ કોઇ પંડાએ નહિ સાંભળેલું એટલે ચાટ પડતા. આખરે ગાડીવાળા થાકયા અટલે નક્કી કરી રાખેલ ભાડુ ઠરાવી ગાડી હાંકી મૂકી. પાછા ગાડીમાં ય અવાજ સાંભળવા મળતા કે કયું ગામ ? નામ તો કહો પણ આટલા અનુભવ પછી મૌન રાખી ગાડીવાળાને હાંકે રાખવા કહેતો.

આટલી બધી મુસાફરી પછી મને પ્રવાસની કેળવણી કાંઇક તો મળી ગઇ હતી. ખાદીભંડાર શોધી ખાદીવાળો છું કહી ક્યાં ઊતરવું એમ પૂછી, એક ધર્મશાળા મેળવી લીધી. ખાવાને માટે તો ગમે તે લોજ શોધી કાઢતો.

યજમાનવૃત્તિ કરી યાત્રીઓ પર જ આ શહેરનો મોટો ભાગ નભે છે.

મથુરા અને જમના માટે ઘણાં ગીતો લખાયાં છે. આ બધાં એક પછી એક મને યાદ આવ્યાં. જે ગીતો ગાઇ ગયો છું, સાંભળી ચૂકયો છું એ ગીતો જે ભૂમિમાંથી સરજાયા છે તે ભૂમિમાં હું આવ્યો છું. ભાવિક લોકો તો દ્વારકાનાથજીની પતરાળી ખાઇ અપૂર્વ સંતોષ પ્રાપ્ત કરતા. સેંકડો સ્ત્રીપુરુષો; જે જે સ્થળે કૃષ્ણે અનેક લીલાએ કરી હતી તે તે સ્થળે ૮૪ કોશની યાત્રા કરે છે. જે કુંડમાં કૃષ્ણ નાહેલા, જે ઝાડ પર ચડેલા, ગોપીઓ સાથે રાસલીલા રમી જ્યાં બેસી બંસરી વગાડેલી, તે સર્વ સ્થળે લોકો

ભૂતકાળની કૃષ્ણની ક્રીડાઓને, ધાર્મિક મહાત્મ્ય આપી ભક્તિમાં લીન થઇ ધન્યતા અનુભવતા હતા.

મથુરા જેવા પવિત્ર ધામની સ્વચ્છતા વિષે બે બોલ કહેવા જરૂરી છે. દૂધ અને મીઠાઇની દુકાનવાળા ઘરાકને પોતાના માલને બીલકુલ અડવા દેતા નથી. બીજે સ્થળે ઘરાક હાથે લઈ ચાખી જુવે છે જ્યારે અહીં તો દૂર જ ઊભા રાખવામાં આવે છે. મથુરાનું દૂધ સ્વાદિષ્ટ લાગે છે અને તે પીવા માટીની લોટીઓ હોય છે, જે પછી ફેંકી દેવાય છે. પણ આ એક જ સ્વચ્છતાથી જે ઘણી અસ્વચ્છતા ભરપૂર પડી છે તે ઢંકાવાની નથી. કોણ જાણે કેમ આ લોકોએ મુતરડી કર્યાય બાંધી જ નથી. લોકો રસ્તામાં બેસી જાય છે. શૌચ માટે જાજરુની વ્યવસ્થા પણ ખરાબ છે. મારી ધર્મશાળામાં ચાલીસ પચાસ માણસોનો ઉતારો અને જાજરુ એક જ. તેય ગંધાતું અને ડબ્બા વગરનું. આવે પવિત્ર સ્થળે જ્યાં સર્વત્ર ભગવાનનો વાસ છે ત્યાં જાજરૂમાં ગંદકી કેમ રખાય? ઇશ્વર ક્યાં નથી એમ બધાં કહે છે, તો પછી આ જાજરૂનું શું? ધર્મશાળામાં પ્રવેશતાં જ દુર્ગંધ મારતી એટલે મારે આનું ય વર્ણન કરવું પડ્યું. ધર્મશાળાઓ બંધાવવા કરતાં સ્વચ્છ જાજરૂ અને મુતરડી જો આ સ્થળે કોઇ બધાવે તો તે લોકોને આરોગ્યપ્રદ અને આશીર્વાદ સમાન થઇ પડશે.

ધર્મશાળામાં, મંદિરના મુખ્યાજી મારી સાથે હતા. પોતે ગોવર્ધન જવાના હોઇ મને ય ભક્ત ધારી જવા સલાહ આપી. મેં જવું એમ નક્કી કર્યું. લોકોની ભક્તિઘેલછા કેવી છે તે જોવા મળશે તોય મારે તો ઘણું હતું.

મથુરાથી પંદર માઇલે 'ગોવરધન' છે. તરત જ ગીત યાદ આવ્યું, ટચલી આંગળીએ વહાલે ગોવર્ધન તોળ્યો! કહે છે કે પહેલાં

તે ૭ માઇલ ઊંચો અને તેટલો જ લાંબો હતો. કળિયુગ છે ને એટલે ઘટતો ઘટતો હવે ૩૦ ફીટ જ રહ્યો છે. ભક્તજનો આમ કહેતા. લોકો ગોવર્ધનની ભારે મર્યાદા રાખે છે. તે તરફ પૂંઠ કરી બેસતા નથી. લાંબા પગ કરી સૂતા પણ નથી.

અહીં ઘણા ગુજરાતીઓ આજે આવ્યા હતા. ધર્મશાળાઓ ચિક્કાર હતી. નાનકડી વ્રજભૂમિમાં લોકોનો ધસારો થતાં સંખ્યા વધી ગઇ હતી. અહીં કાંઇ હૃષિકેશની કાળીકમળીવાળાની ધર્મશાળાની જેમ મારો ભાવ પૂછે તેવું કોઇ ન હતું. ત્યાં તો ગોદડાં વગર ગયેલો છતાં સૂવા પથારી મળેલી, નોકરો આવી ગોળીમાં પાણી ભરી ગયેલા અને ખાવાની માગણી કર્યા વગર જમવાના કે એમ એ લોકોએ મને પૂછેલું પણ ખરું. આ સ્થળે મારો કોણ ભાવ પૂછે ? બધા ભક્તિમાં પડી ગયા હતા. રાત્રે સૂવાની પણ પંચાત હતી.

આખરે એક ધર્મશાળામાં લોકોની ભીડમાં જઇને પડયો. એક બીજાને અડયા વિના સૂઇ શકાય એટલી પણ જગા ન હતી. અહીં હું જેમ તેમ પડયો. કોઇના પગ આગળ તો કોઇના માથા આગળ. બધા જ જેવાં ગમે તેમ પડયા હતા ત્યાં હું ય ઉમેરો કરતો પડયો. રાત્રે બે વાગે અન્નકૂટનાં દર્શન થવાનાં હતાં. ભક્તજનો ધમાલ અને ધક્કામુક્કી કરી ઊતાવળા દર્શન કરવા પડાપડી કરતા હતા.

મથુરામાં આવેલો જમુનાનો બાગ મને ગમ્યો. જમુના કાંઠે અહીં એકાંતમાં શંકરની સુંદર મૂર્તિ છે. લીલી ઝાડની ઘટા છે. કેડ સમાણો ઊંડો હોજ પણ છે. એ જગામાં મથુરાની ધમાલ પછીની વિરલ શાંતિ મળે છે.

મથુરા જાઓ અને વૃંદાવન ન જાઓ તો તમને મારા મન મુજબ મથુરાનો ધક્કો થયો એમ જ લાગે. વૃંદાવન એટલે ઘેર ઘેર મંદિર. આ બધાં મંદિરમાં દર્શન કરનારને તેની ધીરજ, ભકિત અને અનેક ઇશ્વર ઉપરની આસ્થા માટે ઇનામ આપવું પડે. પાંચ છ મંદિરો મોટાં છે જે જોવા જેવાં છે. જયપુર અને જોધપુરના રાજાના મંદિરો સુંદર છે, કૃષ્ણની અષ્ટ સખિઓનું મંદિર છે. વસ્ત્ર હરણવાળુ સ્થળ, કાલીયદમન, બન્સીવટના ચોકમાં ગોપીઓ સાથે રાસ રમેલા, જ્યાં એક ગોખમાં રાધિકાની આંખો છે. સૌથી મોટું મંદિર રંગજીનું છે. તેની વચમાં પાણીનો મોટો હોજ છે, ફરતી દિવાલ છે, અને સુવર્ણ સ્તંભ પણ છે. પુષ્કરજીમાં પણ સુવર્ણ સ્તંભ છે.

મથુરા અને વૃન્દાવનમાં રસ્તા પત્થરના છે. મથુરામાં ગૂજરાતીઓ મોટા પ્રમાણમાં જોવા મળે છે જ્યારે વૃન્દાવનમાં બંગાળીઓ શેષ રહેલું જીવન વ્યતીત કરવા ઘણા શ્રધ્ધાળુ બંગાળીઓ વૃંદાવનમાં રહે છે. ભાવ સમૃદ્ધ બંગાળી કથાકાર હાથનાં હલન ચલન અને મુખાકૃતિના ફેર ફારથી શ્રોતાજનોને રસથી તરબોળ કરી મૂકતા જોયા.

વૃન્દાવનમાં ફરતાં ફરતાં અનેક મંદિરો દેખાતાં, હું કોક કોક મંદિરમાં જતો ખરો. આવા એક મંદિરમાં હું ગયો. ૪૦૦૦ મંદિરમાં તેનો નંબર કેટલામો આવે તે કેમ ખબર પડે? પણ ભકતો માટે ભારે મહત્ત્વવાળું લાગ્યું. મંદિરના પૂજારીને કોટ પાટલુન પહેરેલા મને જોઇને કાંઇ આસ્થા ઊપજી. જે ધૂળમાં (રજમાં) કૃષ્ણ રમેલા તે ત્યાં પાથરેલી હતી. ચરણસ્પર્શ પ્રસાદ, રજ લઇ જવી વગેરેના તેણે પાંચ રૂપિયા બીલ મૂકયું. હું તેને મુદ્દલે ન સંતોષી શકયો. છેવટે તે પૂજારી સવા પાંચ આની સુધીમાં બધી વિધિ કરવા માટે તત્પર બન્યો. ત્યાં કેટલાંક જૂનાં આલેશાન મકાનો છે. રાજાઓએ તો જાણે તાજમહાલ જોયા પછી પોતાનાં મંદિરોમાંય તેનું અનુકરણ શરૂ કરી પછી માંડી વાળ્યું હોય એમ કેટલાંક મંદિરની શોભા

અને રચના જોતાં લાગ્યું. અહીં ઘણાં સારાં મંદિરો છે જ્યારે મથુરામાં એક દ્વારકાધીશનું મંદિર જ સારું છે.

વૃંદાવનમાં પ્રેમમહાવિદ્યાલય એ પણ એક જોવા જેવી સંસ્થા છે. બીજું વૃંદાવન ગુરુકુળ એ આર્યસમાજી સંસ્થા છે. વૃંદાવન આટલું સુંદર છતાં ત્યાં રહેવાની તથા જમવાની વ્યવસ્થા કશીય સારી નથી. ગુજરાતી વીશીઓ પણ નથી. જ્યારે મથુરામાં ગુજરાતી વીશીઓ અને અનેક ધર્મશાળાઓ છે. વૃંદાવનમાં રહેવાની વ્યવસ્થાના અભાવે મારે વૃન્દાવન છોડવું પડયું. આ એક જ એવું સ્થળ છે કે જ્યાંના લોકોને બીજો કાંઇ જ ધંધો નથી. પ્રવાસીઓ, ભકતો, રાજાઓ આવે અને દાન આપે તે પર જ આખા શહેરના લોકોનો નિભાવ થાય છે. બધાં મંદિરો ઝટ જોઇ લેવાં હોય તો ઘોડાગાડી કરી ફરવું જોઇએ; તો પણ મંદિરો જોતાં, તેમાં ફરતાં થાક લાગે એટલાં બધાં મંદિરો અહીં છે. મથુરામાં મસ્જિદો છે. જ્યારે વૃંદાવનમાં મસ્જિદ નથી. દૂર ખૂણામાં આવેલું હોવાથી તે બચી ગયું લાગે છે. વૃંદાવનથી મથુરા ૭ માઇલ દૂર આવેલું છે. ભક્તિના આ ધામમાં ફરતાં મારા મનમાં કેટલાં ય ગીતો જે મથુરા, જમના અને વૃન્દાવન માટે લખાયાં છે તે ઊભરાઈ આવ્યાં. હરદ્વાર અને અમરનાથ, સુવર્ણમંદિર અને લાહોરનો શાલીમાર બાગ જોયા પછી મને મથુરા કરતાં વૃન્દાવન વધુ ગમ્યું. સીધી પહાડમાંથી ધસી આવતી ગંગા અને ચિનાબ, રાવી અને જેલમ જોયા પછી ઘણા પ્રદેશ જેણે વટાવ્યા છે, જે ગામ ગામનાં ઝાડ, પાન, પથ્થર, માટીને મળીને માતૃભૂમ કે નજીકના પિયરના સગાથી દૂર દૂર જઈ પડી છે, એવી જમના મને કાંઇ આકર્ષી ન શકી. છતાં ભાવિક લોકો જમનાજીનું પાન કરતા અને દ્વારકાનાથજીની પાતળ ખાઈ અપૂર્વ સંતોષ પ્રાપ્ત કરતા. કેટલાએ લોકોને લોટીમાં સીલ કરાવી જમના મૈયાને સ્વગૃહે લઈ જતા જોયા. હરદ્વારમાં પણ ગંગાજીનું જળ આમ લઇ જવાતું હતું.

## તાજમહાલ

જ્યોત્સ્ના રાતે નિભૃત મંદિરે
પ્રેયસીને
જે નામે બોલાવી ધીરે ધીરે
તે જ મૃદુમંદ વાણી મૂકી ગયો તું આ સ્થાને
અનન્તને કને
પ્રેમની કરુણ કોમનતા
ખીલી તે આ
સૌંદર્યના પુષ્પ પુંજે પ્રશાન્ત પાષાણે
હે સમ્રાટ કવિ
આ તારા હૃદયની છબિ
આ તારું નવમેઘદૂત
અપૂર્વ અદ્ભુત
છન્દે ગીતે
ચડ્યું ઊંચે અલક્ષ્યની દિશે
જ્યહાં તવ વિરહિણી પ્રિયા
રહી છે મળી આ
પ્રભાતના અરુણ-આભાસે,

ક્લાંત-સંધ્યા દિગંતના કરુણ નિઃશ્વાસે,
પૂર્ણિમાએ દેહહીન ચંપેલીના લાવણ્ય-વિલાસે,
ભાષાને અતીત તીરે,
કંગાળ નયન જેને આંગણેથી થાકી પાછાં ફરે.
તારો એ સૌંદર્ય-દૂત થયાં યુગોયુગ
ચુકાવીને કાળફેરો પ્રહરી અચૂક
જાય ચાલ્યો વાણી લીધો વાર્તા લઈ આ
ભૂલ્યો નથી, ભૂલ્યો નથી, ભૂલ્યો નથી પ્રિયા.*

–રવીન્દ્રનાથ

*આ ઉતારો રવીન્દ્રનાથના શાહજહાન નામના બંગાળી કાવ્યના મુ. શ્રી. નગીનભાઈના અનુવાદમાંથી લીધો છે. આખું કાવ્ય એટલું સુંદર છે કે તે આખું છાપી નાખવાની મારી ઇચ્છા હતી. પણ રખેને મારા લેખ કરતાં તે કાવ્ય લાંબુ થઈ જાય એ બીકે આટલું જ લીધું છે.

મથુરાથી આગ્રા આવ્યો છું. આગ્રા એટલે દુનિયાભરમાં હિન્દનો ડંકો વગાડતું શહેર. કયો પરદેશી પ્રવાસી એવો કે હશે જેને હિન્દુસ્તાનમાં આવીને તાજમહાલ જોયા વગર પાછા જવાનું બન્યું હોય. ફોટો કે ચિત્ર મારફતે અથવા શબ્દોમાં કરેલાં ગમે એવાં લાંબાં અને વિગતવાર વર્ણનો મારફતે તાજમહાલની ભવ્યતાનો ખ્યાલ આવવો મુશ્કેલ છે. તેને માટે તો તે નજરે જ જોવો જોઈએ. છતાંય મારા જેવા નવા લખનાર અને બબ્બેવાર તાજમહાલ જોનારના એ શબ્દો જો કોઈને ય તે જોવા પ્રેરે તો હું મારું આ લખ્યું સફળ માનીશ.

મુમતાજ રૂપાળી અને ખૂબસુરત હતી. આથી શાહજહાનને તે ખૂબ ગમતી. આનુ તેને ગૌરવ પણ હતું. અને વારંવાર એ કહેતો કે આહ! તને કોઇ ખુદાએ રૂપ આપ્યું છે. આવી પ્રસંસા અને ગુણ-ગાન ચાલ્યાં કરતાં, એકવાર મુમતાજે સંભળાવ્યું કે "જો જો હું

મરી જાઉં અને તમે મને ભૂલી ન જાઓ. બાદશાહને શું ? એક ગઈ તો બીજી" આ વખતે બાદશાહના મનમાં એક વાત વસી ગઇ હતી તેણે કહ્યું, "મને તું કેવી વહાલી છું તે માત્ર હું જ જાણું એમ નહિ પણ આખું જગત જાણે એવું હું કરી મૂકીશ." અને ખરેખર ! આજે ૩૦૦ વર્ષે મુમતાજ આ સ્મૃતિના ભવ્ય પ્રતિકમાં અમર બની છે. અઢાર વર્ષ ૨૦,૦૦૦ કારીગરોએ ત્યાં કામ કર્યું એમાં જડેલાં હીરા, માણેક, મોતી આજે ત્યાં નથી. બ્રિટિશ સરકારે તે ઉખેડી લીધાં છે. પણ ત્યાં જે પ્રેમ જડાયો છે તેને તે નથી ઉખાડી શકી. અને એ પ્રેમનું કાંઇ મૂલ્યાંન થઇ શકયું છે ! આજે આ તાજમહાલ એ કેવળ મુમતાજ કે શાહજહાંનના સ્નેહની પ્રતિમા નથી; દેશદેશના કાળકાળના કે મનુષ્ય મનુષ્યના અંતરને ભેદી સઘળા પ્રેમીઓને એકત્રિત કરતી એ તોએક અદ્ભુત પ્રેમ સમાધિ છે. ગોદમાં વહી જતી યમુનાની નીરવ ભાષામા એ શીરીફરહાદ, લયલામજનુ કે સુહીણીમેહારથી માંડીને કોઇ ગરીબ અણજાણ પ્રેમી યુગલને આ કરુણરસ ભરપૂર વાત, એ અનેક રંગી સંધ્યા કે ચાંદનીના રૂપેરી પ્રવાહમાં આવનાર દરેક પ્રવાસીને કહ્યા કરે છે. કહે છે કે જે દિવસે મુમતાજ મરી ગઇ તે આખી રાતબાદશાહે અપાર વેદનામાં ગાળી હતી. તેના માથાના કાળા વાળ એક રાતમાં જ સફેદ થઇ ગયા હતા. આ સમ્રાટ શાહજહાંના અંગેઅંગમાં જે વેદના લાગેલી તે વેદના આ તાજમહાલ જોતાં જાણે પથ્થરના અંગેઅંગમાં લાગી ગઇ ન હોય એમ લાગે છે. તેણે તો આ સરજને વિશ્વમાં ચિરકાલને મ એક દર્દભર્યું કાવ્ય મૂકી દીધું છે. પૂર્ણિમાંઓ તો અનેક જોઇ છે પણ આટલી ઊજળી પૂર્ણિમા પ્રથમ જોઈ અને એ એકજ પૂર્ણિમાં દિલમાં વસી ગઈ. પહેલી જ વાર આટલી ચમકતી ચાંદની જોઇ. અજવાળી રાતે ચાંદનીમાં તાજ જોવો એ ઘડી સ્વર્ગને પણ ભુલાવે એવી છે. સોનું સુગંધવાળું મળ્યું. આથી વધુ મઝા સ્વર્ગમાં શું હશે ? તાજમહાલ એટલે ચાંદની ગને જમના પર તરતુ રાજભવન.

શાહજહાંના સ્વપ્નામાં કલ્પાયેલું સાન્દર્ય. પાસે જ ઊભો હતો છતાં તાજમહાલ ખરેખાત સ્વપ્નવત્ ભાસ્યો. આ જન્મમાં સ્વર્ગપ્રાપ્ત જોવી હોય તો તમારે તે અનુભવવા અજવાળિયામાં આગ્રા આવવું જોઇએ. આગ્રામાં એક કવિ છે. એને તાજનો પડછાયો છોડી જવું નથી ગમતું અને તાજનો પડછાયો તો આખા આગ્રામાં પડે છે. ચંદ્ર કિરણમાં હિમાલય સમો તાજમહાલ ચાંદની રાતે પ્રકાશે છે. ખરતા તારાનો પ્રકાશ જોતા હોય એમ લોકો ભેગા મળી અજવાળી રાતે તાજનો ચળકાટ જોવા આંખો ફાડી, આઘાપાછા થઈ, સાથીને આંગળી વડે બતાવી, ખૂણે ખૂણે ફરી વળે છે. બ્યારશે આગ્રામાં આવેલા મહેમાનને પૂર્ણિમાએ તાજ જોઇ જવા રોકાવાનો આગ્રહ કરવામાં આવે છે. અને દિવસે જોયેલો એ જ તાજ રાત્રે જુદા જ સ્વરૂપમાં ભાસે છે.

ચાર વર્ષે બીજીવાર હું તાજ જોઈ આવ્યો. દુનિયાએ આ ચાર વર્ષમાં શા શા પલટા જોયા. ૨૫ વર્ષનો આશાભર્યો કોડીલો જુવાન ચાર વર્ષ પછી મંદ અને શિથિલ લાગે છે. જ્યારે મને બીજી વારને દર્શને તાજ વિશેષ ગમ્યો, અલૌકિક લાગ્યો. પોતાની વહાલી પ્રિયતમાને સ્મરણાંજલિ આપવા રચેલો, વિરહાશ્રુનાં મોતીથી ભરેલો તાજ છોડી મને પાછા ફરવું ન ગમ્યું. પૂંઠ ફેરવતાં ફેરવતાં જોઈ લઉં, ફરી ક્યારે આ જગશ્રેષ્ઠ ઇમારત જોવા પામીશ એમ થયા જ કરતું. ખિન્ન હૃદયે એ મુમતાજને, એ શાહજહાંને, તેના વિરલ પ્રેમ અને કળાની ભક્તિને મનમાં સંઘરી રાખનો પાછો ફર્યો. મોડી રાત્રે ચાંદની ખીલી હતી. રસ્તો બધો અરીસા જેવો સાફ હતો પણ આજે તે મને ફિક્કો લાગ્યો.

શાહજહાં આજે અમર છે. તેની છાયારૂપીતાજ આજે અણનમ ઊભો છે. આખી દુનિયાના સર્વ દેશોને પડકાર દઇને કહે છે કે આવા પ્રેમી જીવડા કયા દેશમાં થઇ ગયેલા જોયા જાણ્યા છે! કયા

દેશમાં આવી કળા છે ? આજે ૩૦૦ વર્ષનો જૂનો છતાં તાજ, પર્વતમાંથી પડતા ધોધ જેવો નૂતન છે, નવીન છે. તેનાં પગથિયાં કેટલીએ સલ્તનત ચઢી ઊતરી, કેટલાએ દુઃખી, સુખી, ત્યાગી, વૈરાગી સર્વને તેણે આશ્વાસનના બે બોલ કહેલા છે. પ્રેમનાં ગમે તેટલાં પુસ્તકો વાંચવાથી પણ ચિત્તપર જે અસર નથી થતી તે આ તાજમહાલ જોતાં થાય છે.

જમના અને તાજ એક બીજાની શોભારૂપ છે. તેના પરથી માનવો કેમ ધડો લેતા નથી ? હિન્દુમુસ્લીમ પ્રશ્નનો આજે એ જવાબ દે છે જમના એ હિન્દુઓની પવિત્ર નદી છે અને તાજમહાલ એ મોગલ શહેનશાહની પ્રેમસમાધિ છે. આમ છતાં એ બંને આ જગ્યાએ એક બીજાના સૌંદર્ય અને પ્રભાવમાં પૂર્તિ કરે છે. તાજમહાલ જોનાર ગેરમુસ્લીમ વ્યકિતના મનમાં હું કેઇ વિધર્મીની કબર જોઉં છું એવો ખ્યાલ સુદ્ધાં આવતો નહિ હોય દિલ્હી જેવા શહેનશાહતના પાયતખ્તથી મોં મરડી જનાર જમનાને વિશુદ્ધ પ્રેમના મંદિર સમા તાજને છોડી જવું ગમતું નથી; અને સૈકાઓ થયાં તે પોતાના ધીરગંભીર પ્રવાહની લહરીએ એ અમર પ્રેમની ગાથા ગાતી આવી છે.

ઓ જમના ! ઓ તાજ ! તમે સાથે રહી અમારા દેશનું ગૌરવ સદા સમૃદ્ધ કરજો. આગ્રાવાસીઓ તમે કેટલા સદ્‌ભાગી છ, તમને કળાની તરસ છીપાવવાની, પ્રેમની મસ્તી અનુભવવાની પ્રેરણા, જ્યારે જોઇએ ત્યારે આ અખૂટ મૂક ખજાનો ગમે ત્યારે આપી દે છે. આને મૂક ખજાનો કહેવો કે મુખર કહેવો કે જે મૂંગાને વાચા આપે છે, કંટાળેલાને નૂતન જીવન બક્ષે છે.

હજી હું આગ્રામાં જ હતો. એટલે મારા એક નવા મિત્ર સાથે ફરીથી તાજમહાલ જોવા જવું એમ નક્કી કર્યું. મને તો તાજમહાલે

લાગ્યો કે, 'મૃત્યુ મરી ગયું રે લોલ;' અને આ ગીતના સ્વરો આ ભોંયરામાં પડઘા પાડી ઝપાટામાં શમી જતા હતા.

ભોંયરામાં આ કબર પર અસલ અકીક, પરવાળાં, નીલમ વગેરે જાતજાતનાં લાલ, કાળાં, ભૂરાં કીંમતી જવાહિરથી જડેલ ફૂલવેલો જોવા મળે છે. પથ્થરની આ કબરના ભોંયરાના ઉપરના ભાગમાં ઔરંગઝેબે અતિશય નાજુક જાળીઓ કરાવેલી છે જે આ કબર પર પુષ્પમાળા જેવી લાગે છે.

## આગ્રાનો કિલ્લો

આગ્રા ફોર્ટ સ્ટેશનની સામે જ આ કિલ્લો આવેલો છે પાંચ જ મિનિટ ચાલવાથી આ કિલ્લામાં જઇ શકાય છે. આમાં પ્રવેશવા ચાર આના આપવા પડે છે. આમાં એટલું બધું જોવાનું છે કે નવા આગંતુકોએ ભોમિયો લેવો જરૂરી છે. તે આ કિલ્લાની સંપૂર્ણ માહિતી આપે છે.

આમાં આવેલા મહેલો, ન્યાયના દરબારો, મસ્જિદો, બાગો, સ્નાનાગારો વગેરે જોતાં આખું આ આરસનું નગર તેના પૂર્ણ સ્વાંગમાં તેનો બાદશાહ, તેના પ્રધાનો, તેના સલાહકારો, તેના ગાયકો, તેના કવિઓ, તેની બેગમો વગેરેની હાજરીમાં કેવું રમણીય અને ચેતનવંતુ લાગતું હશે તેની ઝાંખીની કંઇક કલ્પના આવે છે.

વાર્તાઓ કે પરિકથાઓમાં આપણે જે કિલ્લાઓનાં વર્ણનો સાંભળીએ છીએ તેના કરતાં પણ આ કિલ્લો અદ્ભુત છે. એમાં કેટલેક સ્થળે તો એવી રચના કરી છે કે જ્યાં સૂર્યનો પ્રખર તાપ પડવા છતાં આરસની ગોઠવણને લીધે ગરમી લાગતી નથી. વળી અંધારી અમાસ જેવી રાતને એક જ બત્તીથી સામેની ભીંતોમાં

કાય જશાવી પ્રતિબિંબોની કરામત કરી ઝગઝગતી કરવાની યોજના કરી છે.

તાજપરથી જોતાં આગ્રાફોર્ટ જમનાને બરાબર સામે કાંઠે જ આવ્યો હોય એમ લાગે છે. અંતર ઘણું છે, છતાં બે માઇલના ઘેરાવામાં બંધાવેલો આ કિલ્લો સામેજ ઊભો હોય એવો ભાસે છે. નવા જન્મેલા બાળકને પંદર વર્ષ પછી એમ કહેવામાં આવે કે આ કિલ્લો તારા જન્મ સાથે થયો તો તેને એ વાત જૂઠી માનવાનું કારણ નથી. ઇતિહાસનાં પાનાં ન ઉથલાવ્યાં હોય તો કોઇપણ એવું ચિહ્ન નથી કે તે એમ કહે કે નહિ આ કિલ્લાને તો ૩૭૫ વર્ષ થયાં હશે.

આ કિલ્લામાં પેસતાં બે દિવાલો આવે છે. જેમાંની એક દમામદાર દેખાતી ૭૦ ફીટની અને અંદરની બીજી તેથી નાની ૪૦ ફીટની. ચારે બાજુએ ખાઇ આવેલી છે. તે એ બતાવે છે કે દુશ્મનો કિલ્લા પર ચઢી આવવા માગે તો ખાઈ ઉપર થઇને દરવાજામાં પેસવાનો જે પૂલ બનાવેલો છે તેને ઊંચકી પણ લઇ શકાય, અને નહેરો ખોલતાં ચારે બાજુથી પાણી ભરાઇ જાય જેથી દુશ્મનો અંદર આવવા ન પામે. દિલ્હી ફોર્ટને ભૂલીએ એવો આગ્રાફોર્ટ છે. બહારથી તો કલ્પના પણ ન આવે કે અંદર આટલાં બધાં મકાનો હશે. મોગલોના વખતમાં આ કિલ્લો કેવો હશે ? આજે તો માત્ર તેની કલ્પના જ કરીને બેસવાનું છે. છતાં આ કિલ્લો જોતાં તેની કાંઈક કલ્પના આવે છે. આ રાજવીઓ કેવા રસિયા, કેવા કળાપ્રિય અને કેટલા સૌંદર્ય તરસ્યા હતા તેનો ખ્યાલ જેમ જેમ કિલ્લામાં ફરતા જઇએ છીએ તેમ તેમ આવે છે.

જહાંગીરી મહેલમાં જતાં એક પથ્થરમાંથી કોતરી કાઢેલી એક કુંડી આવે છે. તેનો ઘેરાવો ૨૫ ફીટ, પહોળાઇ આઠ ફીટ અને

ઊંચાઇ ૫ ફીટની છે. કહે છે કે આમાં ગુલાબનાં અત્તરો નાખી આ કુંડીને જમીનમાં દટાવી નૂરજહાં નાહતી હતી.

જોધાબાઇના મહેલમાં હિન્દુ પદ્ધતિની મંદિરની મૂર્તિઓ હતી રંગુનના પેગોડાને કાંઇક મળતી. વળી શિલ્પ અને સ્થાપત્યમાં પણ હિંદુ કારીગરી દેખા દે છે. પછી ઔરંગઝેબે આ મૂર્તિઓને કાઢી નંખાવી હતી. જાટ લોકોએ પણ કાંઇક ભાંગફોડ કરેલી.

મોટો હતો છતાં શાહજહાં તેની ભયંકર માંદગીમાં નગીના મસિદમાં રહેતો હતો ત્યાંથી સમન બુરજમાં આવી તેણે મરતાં મરતાં ય તાજમહાલ જોઇ લીધો હતો. આટલો બધો તેને તાજ પ્રત્યે ભાવ હતો કારણ કે તાજ એટલે મરેલી મુમતાજનું જીવંત પ્રતીક. આથી પણ આગળ જઇને તેણે નજર સામે જ તાજ હતો હતો છતાં ભીતમાંય તાજ જોવાની ઇચ્છા કરી હતી. એનું ચાલતતો મુમતાજની મૂર્તિ જગતના દરેક પદાર્થમાં અંકિત કરવા તે શું શું ન કરત ?

શીશ મહાલની ભીંતોમાં હજારો કાચ જડેલા છે, અને ત્યાં અંધારૂ ખૂબ રહે છે, આને માટે વાત એવી છે કે ઘણીવાર મુમતાજને પોતાના રૂપનું અભિમાન થતું, ત્યારે બાદશાહ તેને આ સ્થળે લાવીને કહેતો, જો તારા જેવીતો મારે કેટલીએ ખૂબસૂરત બેગમો છે, કે જેને મેં કાચમાં પૂરી રાખી છે ફૂલકણી કે દિવાસળી સળગાવ-વાથી અહીં ઝળકાટ મારતો પ્રકાશ જોવા મળે છે. અને આપણા સેંકડો ફોટાઓ દેખાય છે, અહીં તેય ખાનું આવે છે, તેની નીચે વાવ છે તે સીધી જમના નદીમાં જાય છે, રાણીઓ અહીં થઇને નાહવા જતી, વળી કેટલીક બદચાલ અને ગુનેગાર સ્ત્રીઓને અહીંથી સીધી ફેંકી દેતા અને લાશ જમનામાં વિદાય થઇ જતી, અને આમ મૃત્યુ ઢંકાઇ જતું, આજ સ્થળેથી રોશનઆરાએ તેના વહાલા શિવાજીને ખાનગી રીતે ભગાડી મૂકયો હતો,

મોતી માસ્જદ શાહજાહાંએ બંધાવેલી. ત્રણ લાખ રૂપિયા અને સાત વર્ષ તેને બાંધતાં થયેલાં. અહીં બાદશાહનો, રાણીઓનો તથા નોકરવર્ગનો એમ નિમાજ પઢવા આવવાના ત્રણ રસ્તા છે. આ મસ્જિદના ઘુંમટો શ્વેત પુષ્પની કળીઓ જેવા લાગે છે. પ્રાર્થનાગૃહ માટેનું અણિશુદ્ધ વાતાવરણ આ વિના બીજે કયાંય શોધ્યું જડવાનું નથી. અહીં મ્યુઝિક ગેલેરી છે. અને વિશાળ છતાં આ મસ્જિદની આકૃતિ નાજુક અને રમ્ય દેખાવ આપે છે.

શ્વેત સંગેમરમરના પથ્થર વડે બાંધેલ આ દીવાને આમ દુનિયાભરમાં અદ્ભુત છે. ત્રણે દિશાએથી ખુલ્લું હોઇ થાંભલાઓથી ચિકાર છે. ૧૮૭૬માં શહેનશાહ સાતમા એડવર્ડે અહીં જ રાજાઓનો દરબાર ભર્યો હતો.

કિલ્લામાં પેસતાં જ અમરસિંહ દરવાજો આવે છે. એ શાહજહાંનો મુખ્ય સેનાપતિ હતો. તે સાત દિવસની રજા પર ગયો હતો. આવતા વિશેષ મોડું થયુ એટલે સલાબતખાંએ રાજાને ભંભેરણી કરી, પોતે તે સ્થાન લઇ તેને પદભ્રષ્ટ કરાવ્યો. આથી ચીડાઇ અમરસિંહે તેને મારી નાંખ્યો અને પોતે કિલ્લામાંથી ભાગી છુટયો. જે ઘોડાપર બેસીને તે નાસી ગયેલો તે તેનો ઘોડો ખાઇ કૂદી ગયા બાદ તરત મરણ પામ્યો. દરવાજામાં પેસતાં ડાબે હાથે આ ઘોડાનું પણ સ્મારક કરેલું છે.

**સોમનાથનું કમાડ:**–અહીં એક કમાડ છે. મહમદ ગીજની સોમનાથપાટણનાં સુખડનાં કમાડ પોતાની સાથે ગીઝની લઇ ગયો હતો, તેમાંનું આ એક છે એમ ભોમિયા કહે છે. પણ સાચી વાત તો એ છે કે મૂળ કમાડ તો મહમદના મરણ પછી તેની કબર પર મૂકવામાં આવેલાં અને જતે દહાડે ત્યાં જ નાશ પામેલાં. આ કમાડ તો દેવદારનાં બનાવેલાં છે.

**ગોલ્ડન પેવીલીઅન** [સુવર્ણ]–એ મંડપની આખી છત સોનાની હતી. આજે તો ત્યાં પિત્તળ જ દેખાય છે. અહીં રોશન-

આરા રહેતી હતી, તે આ જગ્યાએ બેસીને જુમ્માને દહાડે ફકીરોને ખેરાત કરતી હતી. અહીંથી તાજ રમ્ય લાગે છે.

કાલિતખ્ત–આ એક કાળું સિંહાસન છે. એ જહાંગીર અલાહાબાદથી લાવ્યો હતો. કિલ્લાની બહાર નીચે મેદાનમાં હાથી અને વાઘની સાઠમારી થતી હતી. બાદશાહ આ તખ્ત પર બેસી એ સાઠમારી જોતો હતો.

અંગુરી બાગ–અંગુરી બાગ એટલે દ્રાક્ષનો બગીચો. અહીંની ભૂમિમાં દ્રાક્ષ સારી થઇ શકે નહિ એટલે ખાસ કાશ્મીરથી માટી મંગાવીને તે વડે આખો બાગ પાથરેલો છે. આ બાદશાહો પોતાનો શોખ પૂરો કરવાની બાબતમાં કેવા બેહિસાબ મમતાળુ હતા તેનો આ ઉપરથી ખ્યાલ આવી શકશે.

મારો ભોમિયો મને બધી વસ્તુ બતાવવાની ઠીક ઠીક કાળજી રાખતો હતો. અહીં આગળ ૭ ફીટ ઊભો આરસનો પથ્થર ઢળતો ઊભો કર્યો હતો. તેના ઉપર આડા પડી મારા ભોમિયાએ કહ્યું કે બાદશાહ અહીં આમ પડી રહેતો હતો. પણ મારા મોં ઉપર મૂંઝવણ જોઇને તેણે કહ્યું, એની મઝા તમને ન સમજાઈ કેમ? મેં કહ્યું, એમાં બાદશાહને શી મઝા પડતી? એટલે ભોમિયો મને કહે, તમે જાતે બાદશાહ બની જાઓ અને આના પર શરીર નાંખી દો. પછી જુઓ કે કેવી મઝા બાદશાહને પડતી હશે. હું જઇને તે પથ્થરને અઢેલીને ઊભો રહ્યો. આ ગોઠવણી એટલી અદ્ભુત હતી કે હું ઊભો હતો છતાં સૂતો હોઉં એવી તૃપ્તિ થતી હતી. અને તે વખતે અહીંથી ગુલાબ, ચંપો વગેરે સુગંધી ભર્યાં અત્તરોની મહેકવાળો પાણીનો ધોધ બાદશાહના શરીર પર થઇને વહી જતો હતો. આવાં તો કંઇક સ્નાનાગારો અહીં હતાં.

આ કિલ્લો પાંચ મોગલ સમ્રાટોની વિવિધ ચડતીપડતીની સાક્ષીરૂપ છે. તેઓની રહેણીકરણી કેવી હતી તેનો કંઈક ખ્યાલ આજે આથી થાય છે.

## ઇતિમુદૌલ્લા

નૂરજહાંને ભરતગૂંથણનો ભારે શોખ હતો. તેણે પોતાને હાથે એક ભરતકામ કરેલું. જહાંગીરને તેણે કહ્યું કે મારા બાપની કબરમાં આ વેલ ભરાવી આપો. જહાંગીર તો ચાંદીની કબર (મકબરો) કરાવવા તૈયાર હતો. પણ લૂંટ કે ચોરીને લીધે તેનો નાશ થાય એટલા માટે આના પર ખૂબ બારીક કામ કરી, જાણે કાગળ પર ન ચીતર્યું હોય એવી આ ઇતિમુદૌલ્લાની કબર બનાવેલી છે. આ પણ જમના કાંઠે છે. આ કબર નાનકડા તાજ જેવી છે ઘણાને તો કળા અને કારીગરીમાં આ તાજમહાલથી પણ સુંદર લાગે છે. પણ તાજમહાલ જોતાં મન ઉપર જે અસર થાય છે તે અહીં થતી નથી. આથી એટલું જ લાગે છે કે મોગલો જીવનની જેમ મૃત્યુને પણ વધાવી લેતા અને તેનું સ્મારક કરતા. આની ભીંતની ઇંચે ઇંચ જગ્યામાં નકશીકામ કરવામાં આવ્યું છે. અને ચાંદીનો બનાવતાં જે ખર્ચ થાત તેટલું જ ખર્ચ આમાં થયેલું છે. આ એકવાર જહાંગીરના મુખ્ય પ્રધાન બનેલા. એમનું નામ મીરઝા ગ્યાસુદ્દીન મહમદ હતું.

## સિકંદરા

જી. આઇ. પી. રેલ્વેની મેઇન લાઇન પર આગ્રાથી પાંચ માઇલ દુર સિકંદરા સ્ટેશન આવેલું છે. સિકંદર લોદી સાથે લઢી અકબરે જીત મેળવી હતી. પાસે જ સિકંદરા ગામ પણ છે. સિકંદરા સુંદર હશે એવો ખ્યાલ મને નહિ. કેટલાયે મુસાફરો

આગ્રામાં આવી તાજ અને કિલ્લો જોઇ ઝટ ચાલ્યા જાય છે. અકબરની કબરનું આ સ્થાન જોયા વગર કેમ જવાય ? ૩૮ ચો. વારના અંધારા, ઠંડા ભોંયરામાં તે સદાને માટે સૂતો છે. બાદશાહોમાં શ્રેષ્ઠ, કવિઓમાં સેકસપિઅર જેવો અકબર ફતેહપૂરસિક્રી જેવું વિરાટ સ્થાન બાંધી, જહાંગીરને દક્ષિણથી હિમાલય અને બરમા સુધીનો મુલક હવાલે કરી, આટલું મોટું સામ્રાજ્ય છોડી, સદાને માટે અહીં પોઢયો છે.

સિકંદરામાં બૌદ્ધ તથા મુસલમાન કારીગરીનું સમેલન દેખા દે છે. અઢાર લાખને ખર્ચે તૈયાર કરાયેલ આ અકબરની કબર જોવા જેવી છે. એ કબર પર ૩૦૦ રૂપિયાની શાલ ઓઢાડેલી છે. અને ૧૦૦૦ રૂપિયાનો દીવો ભરદ્વાનના રાજાએ ભેટ આપેલો છે. એ રાતદિન બળે છે, અહીં બધું બંધ હોવાથી અવાજના પડઘા ઘણા લાંબા સમય સુધી પડે છે.

## દયાલબાગ

મને હિન્દના પ્રવાસીને દયાલબાગ જોવા ઘણા વણમાંગી ભલામણ કરતા હતા. આથી ય તે તરફ મને ખેંચણ હતું. દયાલબાગ આગ્રાના રાજા કી મંડી સ્ટેશનથી બે માઇલ પર વસ્યું છે. હિંદુસ્તાનમાં જુદા જુદા કેટલાય ધર્મના વિવિધ પંથો છે તેમાં રાધાસ્વામીનો પણ એક પંથ છે. તેમાં પણ બે ભાગલા છે એક માને છે ભકિતમાં અને બીજો માને છે કાર્યમાં. દયાલબાગ એ કાર્યમાં માનનારાએ જમાવેલી એક સંસ્થા છે. સર સાહેબજી મહારાજ તેના મુખ્ય કર્તા છે. હિન્દના મોટા મોટા ઇલ્કાબધારીઓ, ખિતાબધારીઓ તેમા સારો રસ લે છે. વોઇસરૉયનું નામ પણ તેમાં જોડાયેલું છે. એટની બધી લાગવગ અને પ્રતિષ્ઠા દયાલબાગે મેળવી લીધી છે.

અહીં ગ્રામોફોન, ઈન્ડીપેન, ઘડિયાળ, વીજળીના પંખા, કામળા, લોખંડનો કેટલોક સામાન, ચામડાની બેગો અને નકશીકામ પણ થાય છે. તે લોકોની પોતાની પોલીસ છે. ટેકનીકલ કૉલેજ છે. આર્ટ્સ કોલેજ છે. દૂધની મોટી ડેરી છે. સડકની બંને બાજુએ છૂટા છૂટા બંગલા છે અને સત્સંગીઓ, કર્મચારીઓ, વિદ્વાનો બધા અહીં રહે છે. યુવતીઓની જુદી કૉલેજ છે. બહુ લાંબું પથરાયેલું આ સ્થળ અને તેનાં જુદાંજુદાં ખાતાં જોતાં ઠીક સમય લાગે છે. સ્વચ્છતા ઘણી સારી છે.

આ બધું છતાં મને દયાલબાગમાં સાંકડાપણાની ગંધ વધુ આવી. દૂર દૂરથી જાણવાની આશા રાખી આવનારનો ઉત્સાહ અહીં આવ્યા પછી શમી જાય છે. કારણ કે અહીં બરાબર જવાબ મળતો નથી. ઑફિસમાંથી તુરત પાસ કે રજાચિઠ્ઠી નથી મળતી; મુસાફરને થાક લાગે એટલી રાહ જોવી પડે છે. કોઇ સંસ્થા બતાવવા પણ આવતું નથી. આનાં કરતાં મને આર્યસમાજીઓ વધુ વ્યવહારુ લાગ્યા. સંસ્થામાં ગમે તે કોઈ જાય તેનું સારું સ્વાગત થાય. ત્યાં રહેવાની પણ સગવડ મળે. અને જાતે ફરીને સંસ્થા દેખાડવા શિક્ષકો કે અગ્રગણ્ય વિદ્યાર્થીઓ આવે. આ બધું ગમે તે હો પણ દયાલબાગ એ હિન્દની એક જ એવી સંસ્થા છે કે જેમાં કંઇ ઉદ્યોગીકરણ કરવામાં આવેલું છે. દરેક ધર્મના આગેવાનો જો પોતાના પંથની આવી વ્યવસ્થા કરી દે તો દેશમાં ઉદ્યોગો પગભર થાય, જુવાનો ઠેકાણે પડે અને દેશનો પૈસો દેશમાં રહે.

અહીં એક મંદિર બાંધવાની શરૂઆત આજ કેટલાંય વર્ષોથી ચાલુ છે. તાજમહાલ જેવી અદ્ભુત કારીગરી કરવાની અપેક્ષા તેના રચયિતાઓ રાખે છે. આરસપહાણનું આ બારીક કામ ક્યારે પૂરું થશે તે સમજાતું નથી.

દયાલબાગ જોયા પછી મને થય છે કે ગૂજરાતમાં આટના આટલા ધનિકો છે છતાં કેમ કોઇ આવી* સંસ્થા શરૂ કરતું નથી ? ગૂજરાતનો કેટલો બધો પૈસો પરપ્રાંતમાં જાય છે! બિહારમાં ધરતીકંપ થયો તો ગૂજરાતે ધન આપ્યું. કવેટામાં પણ ગૂજરાત. મલબાર રેલસંકટમાં પણ ગૂજરાતના પૈસા અને આસામમાં રેલસંકટ આવ્યું તો ય ગૂજરાતના પૈસા. જો આપણા ધનિકો ધારે તો ગૂજરાતમાં દયાલબાગ જેવી સંસ્થા ઊભી કરવી એ રમત વાત છે. પૈસાનો સારો ઉપયોગ થશે, ગૂજરાતની કીર્તિ વધશે અને ગૂજરાતના યુવાનોને પોતાનાં જ્ઞાન અને શક્તિ અજમાવવાની વિરલ તક મળશે.

### ફત્તેહપુર સિક્રી

ઓ રંક ભોમ ! તવ ખંડિત ગૌરવો સૌ,
આજે ઢળ્યા ગઢ; હતા તવ ગર્વ પૂર્વે;
હ્યાં અહીં સરપ ઘુવડ સૂર્ય બીકે;
ને ધાડપાડુ સજતા અહીં રાત્રિ કાજે.

—ગુલે પોલાંડમાંથી.

કહે છે કે માણસના અને ધરતીના વારાફેરા થયા જ કરે છે. ખાવાનાં પણ જેને સાંસાં છે તેવો માણસ વખત બદલાતાં કોટયાધિપતિ થાય છે અને કોટયાધિપતિને ય પેટને ખાતર નોકરી જવું પડે છે. રોમ જેવું મહાન શહેર ભસ્મીભૂત થઈ ગયું તો આ દુનિયામાં અમરપટો લઇને કોણ આવ્યું છે ? જ્યાં ચોરાસી બંદરના વાવટા ઊડતા હતા એવું સૂરત જેવું મોટું બંદર આજે નામશેષ થઈ ગયું અને માછીમારોનાં જ્યાં ઝૂંપડાં હતાં તે મુંબઈ મોટું શહેર બન્યું. ફત્તેહપુરસિક્રી જોતાં આવા જ કંઈક વિચારો મનમાં આવ્યા.

હિન્દુસ્તાનમા ગમે ત્યાં ફરો પણ જો ખંડેરોને મોંએ તેની હાયવરાળ સાંભળવી હોય તો સિક્રીમાં જવું; આ એ શહેર છે કે

---

*આણંદમાં વલ્લભવિદ્યાનગરે જે ઝડપથી સંગીન કાર્ય ઉપાડયું છે તે જોતાં હિંદની એક ઉત્તમ સંસ્થા તે થશે એમ લાગે છે.

જેમાં બાદશાહ અકબરનો વસવાટ હતો. તેના મોટા મોટા રાજ ધુરીણુ વઝીરો હતા, પણ આજે આ મહેલો સૂના પડેલા છે અને ખાવા ધાતા ભાસે છે. આટલી વિશાળ જગા અને તેમાં આવેલા મહેલો, અગાશીઓ, ઝરૂખા, ઘોડારો, પાણીના હોજો બધું ય આજે વેરાન પડયું છે. સ્ટેશને ઊતર્યા કે આના પર ગુજરો કરતા આઠ દસ ભોમિયા મુસાફરને ઘેરી વળે છે અને નવા મુસાફરોને જૂની વાતો કહી આઠ દસ આના મેળવી લઇ, અકબર બાદશાહ અને તેના ગુરુ ચિસ્તીની દુઆ માંગતા જીવન નભાવે છે. આ ખંડિયેરો જોતાં અકબરના સમયમાં કેવી અદ્ભુત વ્યવસ્થા અને વહિવટી કામકાજ આ ભૂમિમાં ચાલતાં હતાં તેની પ્રતીતિ થાય છે.

આગ્રાથી ચોવીસ માઇલ દૂર સિક્રી આવેલું છે, અહીં આવી એક ઊંચા ટેકરા પર પહોંચ્યા પછી લગભગ ૭૪ પગથિયાં ચઢીએ એટલે એક મોટો દરવાજો આવે છે. જેને બુલંદ દરવાજો કહે છે. તેના ઉપર ઘોડાની નાળો ખૂબ ઠોકેલી છે. એમ કહેવાય છે કે જેનો ઘોડો માંદો પડતો તે આ દરવાજે આવી નાળ ઠોકી જાય અને શેખ સલીમ ચિસ્તીની બાધા રાખે. આથી ઘોડો સાજો થઈ જતો. અકબરના ગુરુ શેખ સલીમ ચિસ્તીની અહીં કબર છે. કબરમાં સુખડ પર ઝગમગતી છીપોનું કામ છે. કહે છે કે એક તૂટેલા ( ૬ થી આઠ ફીટના ) થાંભલાની મરામત માટે લૉર્ડ કર્ઝને રૂપિયા ૧૦,૦૦૦ ખર્ચેલા. જેની વાસના અતૃપ્ત રહી હોય તે શેખ સલીમ ચિસ્તીની બાધા રાખે છે. જેમ કે કોઇને સંતાન ન હોય, ધંધારોજગારમાં આફતો આવતી હોય, કોઈ બીમારી આવી પડી હોય, તેઓ અહીંના ફૂલની માળા જેવી દેખાતી પથ્થરની જાળીમાં દોરી બાંધી સાકરીઆ-ચણાનો મુસલમાનના હાથનો પ્રસાદ ખાય તો તેની આશા ફળીભૂત થાય છે. આ માન્યતાના કારણરૂપ સત્ય હકીકત બની ગયેલી છે.

અકબરનો મુકામ પહેલાં અજમેરમાં હતો. ફરતાં ફરતાં તેને શેખ સલીમ ચિસ્તીનો ભેટો થયો. અકબરને એમના પર આસ્થા ઊપજી અને તેમને ગુરુ તરીકે માન્યા. ગુરુએ અકબરને પુત્ર આપ્યો. આ પુત્ર તે જોધબાઈથી થયેલ સલીમ. અને ગુરુના નામ પરથી તેનું નામ સલીમ રખાયું. થોડા વર્ષના વસવાટ બાદ ગુરુએ જ અકબરને આગ્રા જવા સલાહ આપી હતી. આજે પણ ગુરુના વંશજોને ત્યાં દાટવામાં આવેલા આ છીપોની કબરનું કામ એટલું બધું અદ્ભુત રીતે કરેલું છે કે એનો નમૂનો હિન્દભરમાં જડવો મુશ્કેલ છે. ૧૭૫ ફીટ ઊંચા બુલંદ દરવાજામાં પેસતાં સામે જ નકશીદાર સંગેમરમરના ઓરડા વચ્ચે આવેલી આ મુસ્લીમ જોગીની કબરનાં દર્શન થાય છે.

અહીં એક પથ્થર છે જેનો અવાજ ઢોલ જેવો થાય છે, બાદશાહ જ્યારે આવતા ત્યારે તેમનું આગમન સૂચવવા આ પથ્થર વગાડવામાં આવતો.

અહીં ઊંટ અને ઘોડાના કેટલા બધા તબેલા છે! તેમાં પથ્થરને કાણાં કરેલાં છે જેથી ઘોડા કે ઊંટોને બાંધી શકાય. ઘાસ નીરવા પથ્થરના ઊંચા ઓટલા કરેલા છે. આહા! આ મહેલમાં બીરબલ રહેતો હતો, ફૈઝી અને અબુલફજલ રહેતા હતા, રાજા કલ્યાણમલની દીકરી રહેતી હતી. ખજાનામહેલ, દીવાને આમ, દીવાને ખાસ વગેરે અનેક આલેશાન ઇમારતો માણસોના કલરવથી ગાજી રહેતી. પણ આજે તો માણસો વગરના આ સ્થાનમાં કોઈક પશુપક્ષી આવીને રહે છે. અમારો ભોમિયો કહે, 'જુઓ, આ જોધબાઈનો હવામહેલ ચારેબાજુ જાળી-વાળાં બારણાં છે. જેથી તાપ ન લાગે' એક સ્થળે કહે, 'જુઓ, અહીં બાદશાહ પથારી કરતો અને નીચે પાણી રહેતું એટલે અસહ્ય ગરમીમાં રાહત મળતી' આગ્રાના કિલ્લાની જેમ અહીં પણ હોજમાં

ગોખલામાં દીવા રાખતા અને પાણીમાં દીવાનાં પ્રતિબિંબો પડવાથી સુંદર દૃશ્ય જોવા મળતું હતું. અહીં હાથીનું પણ સ્મારક છે, જે હિરણમિનાર નામે ઓળખાય છે બાદશાહ જ્યારે ન્યાય કરતો ત્યારે દીવાને આમમાં બેસતો. જે ગુનેગાર ઠરે તેને ભૂખ્યા હાથી સમક્ષ રજૂ કરતા. જો તે નિર્દોષ હોય તો હાથી તેને ન મારતો. હાથી તો શું પણ કબૂતરોને પણ પાળતા હતા અને સંદેશાવાહક તરીકે ઉપયોગ કરતા હતા. જેમાંથી કબૂતરો ચીઠીઓ લઈ જતા તે કબૂતરખાનું જોયું. આગ્રાનો કિલ્લો અને આ બેમાં ફેર એટલો જ છે કે આગ્રાનો કિલ્લો જોતાં દુઃખ નથી થતું. જ્યારે આ જોતાં મન ઉદાસીન થાય છે. અકબર બાદશાહ-દુનિયાના મહાન પુરુષોમાં જેની ગણના થાય છે એવા પુરુષની આ નગરી આજે સ્મશાનસમ ભાસે છે. ચેલો ભોમિયો કહે, 'અહીં બેસી બાદશાહ પ્રજાને દર્શન આપતો. આને જરૂખાદર્શન કહે છે.' આ ખંડેરોના મૃતપ્રાય દેહ તરફ જોતો હું વિચારમાં એકધ્યાન બની રહ્યો હતો, ત્યાં તેનાં જરૂખાદર્શન કે પંચમહાલ, પાણીની લહેરો જતી હોય તેવી ભીંતોના દેખાવો, એક એકની જુદી કારીગરી એવા ૫૬ થાંભલા વગેરેને જોઇને મારે વધુ ખિન્ન થવું ન હતું. પણ બીજો ઉપાય શો ? મારું ચાલે તો હું આજે ત્યાં એક વસાહત ઉભી કરી દઉં.

પાછો આવી બુલંદ દરવાજાની ઊંચામાં ઊંચી અગાશી પર ચઢ્યો. પાંચ માઇલના કિલ્લાના વિસ્તારમાં આવેલું આ ગામડું એ ચાર છાપરાં દર્શાવી આટલા મોટા પ્રદેશની જનશૂન્યતામાં ઉમેરો કરતું હતું. કુતુબની ટોચે ચઢ્યો ત્યારે દૂર દૂર દિલ્હીના મકાનો અને આજુબાજુની આરામગાહો દિલ્હીનાં ખૂનખાર જંગનું સ્મરણ કરાવતાં હતાં. જુમ્મામસ્જિદ પરથી જોયું તો આગ્રા રમ્ય લાગતું હતું. સિક્રીની ઊંચી અગાશીમાંથી જોયું તો હૃદય

ધબકતું અને કાળની ગતિનો મહિમા કહેતું ભાસતું હતું. ૫૦ ફીટ ઊંડા કુવામાં આજે પાણી પણ બેકાર પડયું હતું. ચાર ગરીબ તરનારા નાના છોકરાઓ મુસાફરોને આશ્ચર્યથી ખુશ કરતા ચાર પૈસા લઇ એટલે ઊંચેથી ઊંડા કુવામાં ધબાધબ ભુસકા મારી રહ્યા હતા. મને તો ઊલટું આ દૃશ્યે પણ ખુશ કરવાને બદલે દુઃખ જ આપ્યું.

એક વખતનો રંગરાગ સાથેનો શોરબકોર–કોલાહલ, વગેરે આજે બાદશાહ અકબર સાથે દફનાવાઈ હમેશની શાંતી પકડતો ભાસ્યો. અને પાછા ફરતાં આ પાંચ માઇલના ઊંચી દીવાલ વાળા કિલ્લાની પણ જર્જરિત હાલત જોઇ ખિન્ન થયો.

મોગલોના ઐશ્વર્યની ઝળહળતી જ્યોત આજે તો કાળચક્રના –ભ્રમણમાં વિલીન થઇ ગઇ છે.



# લખનૌ

અંગ્રેજોને મન લખનૌ એ એક વીર અને પવિત્ર ભૂમિસમ છે. કેટલાય અંગ્રેજો અહીં આવે છે અને અંગ્રેજોના દટાયેલી, અનેક કબરોની આ ભૂમિ જોઈ ચાલ્યા જાય છે. મુખ્ય કબર હેન્રી લોરેન્સની છે. ૨,૦૦૦ અંગ્રેજો અહીં ૧૮૫૭માં મૃત્યુ પામેલા. ૧૮૫૭ના સ્વાતંત્ર સંગ્રામનું મહત્ત્વનું એક સ્થળ તે લખનૌ; એ જોયા વગર કેમ આગળ જવાય ?

જેને ત્યાં ઊતરવાની ભલામણચીઠ્ઠી લાવ્યો હતો તે ભાઈ અત્રે ન હતા, એટલે એક અજાણ્યા ગૂજરાતી ભાઈએ મને મહેમાન બનાવ્યો હતો. આ મુસાફરીમાં હું ઘણા અજાણ્યા અને નવીન સજ્જનોનો મહેમાન બનતો હતો. આવા અનુભવથી વિશેષ ટેવાયો હોવાથી મારે ગમે ત્યાં ભૂલા પડી રખડવા કરતાં આ ઓછું તકલીફભર્યું થતું હતું. ગમે તે માણસ શા માટે મને મહેમાન બનાવે ? આમાં કંઈક દૈવનો હાથ માની કુદરત પર આવા પ્રસંગો છોડી હું કોઈનું અપમાન કરવા તૈયાર ન હતો. એટલું તો સાચું હતું કે તેઓ બધા સજ્જન હતા. અને હું તેવો જ વિશ્વાસ મૂકવા જેવો હતો. આમ સમાધાન કરી જેમણે મને વિવેકથી આવકાર્યો હતો તેમનો કદી વિરોધ કરવો મેં પસંદ કર્યો જ નહોતો,

એક વખતનું મુસ્લીમોની રાજધાનીનું આ જૂનું શહેર ગોમતી નદી પર આવેલું છે. જેમ દિલ્હીમાં અને આગ્રામાં ઇમારતો છે તેવી જ જૂની ઇમારતો લખનૌમાં પણ છે. છોટા અને બડા ઇમામવાડા જોવા જેવા છે. દિલ્હી અને આગ્રાની ઇમારતોમાં આરસ અને પથ્થરનું કામ છે, જ્યારે આમાં માટીચૂનાનું કામ છે. મોટા ચાર આયના અને ઉપર ભુલભૂલામણી છે. મહમદઅલી શાહે બંધાવેલો નાનો ઇમામવાડો ખાસ જોવા જેવો છે. વચમાં પાણીનો લાંબો અને ઊંડો હોજ છે અને આજુબાજુ સુશોભિત ઇમારતો છે. પાસે એક તસ્વીર ઘર છે. તેમાં અનેક બાદશાહોની છબીઓ છે. અમારો ભોમિયો કહેતો હતો કે જુઓ આ ફોટા કેટલો સુન્દર છે ! એમ કહી તેણે એક વાત કહી. એક બુઢ્ઢો અંગ્રેજ અને તેની યુવાન પત્ની આ જોવા આવેલાં. આ અંગ્રેજ બાઇ તે છબી સામે ઘણો સમય સુધી જોઇ રહી. જેમ જેમ તે જોતી ગઇ તેમ તેમ તેને આ છબી તરફ ખેંચાણ વધતું ગયું. અને તેણે એવી ઇચ્છા વ્યક્ત કરી કે આ માણસ જો જીવતો હોત તો હું જરૂર પરણત.

આ મુસાફરીમાં મેં ઘણાં ઘણાં સંગ્રહસ્થાનો જોયાં હતાં. પણ બધે સહેજસાજ ફેરફાર જોવા મળતા તે ખાસ નોંધવા જેવાં ન લાગતાં. અહીં લખનૌમાં મેં એક સિંહને ખુલ્લામાં બેઠેલો દીઠો. ન પાંજરૂં હતું, ન તેને બાંધ્યો હતો. સિંહો તો મેં ઘણા જોયા હતા પણ સળિયા વગરનો કદી ખુલ્લામાં બેઠેલો સિંહ જોયો ન હતો. આ જોઈ હું તો મૂઝાયો. શું સિંહ શિયાળ થઇ ગયો ! આ જમાનાએ માનવોને કેવી પરાધીનતામાં જકડયા હતા ? પણ . તેના કરતાં ય વિશેષ મને સિંહ માટે લાગ્યું. કારણ કે સિંહ તો વનનો રાજા. આમ કેમ ! છતાં હું આગળ ચાલ્યો. લોકો કાંઇ મૂર્ખા ન હતા. કોઇ આ સિંહથી ગભરાતા ન હતા. સિંહ આવો ખુલ્લામાં બેઠેલો દેખાય ત્યારે તો લોકો નાસભાગ અને બુમાબૂમ કરે. પણ અહીં તો લોકો હતા

છર્તા શાંત હતા આથી લોકો ટેવાએલા લાગ્યા. મારે અને આ સિંહને પચીસ ફીટનું છેટું હતું. બહુ થોડી જગામાં આ સિંહ હતો. ચારે બાજુ પાણીની એક ઊંડી ખાઇ હતી. કૂદવા માટે સિંહને લાંબું દોડવા જેટલી જગા ન હતી. એટલે તે બકરીની જેમ લાચાર પડયો રહ્યો હતો. આખા સંગ્રહસ્થાનમાં મને આ રચના ખૂબ ગમી ગઇ. તેના રચયિતાની કલ્પના ઘણી સારી હતી.

લખનૌમાં નાનાં નાનાં તળાવ ઠેર ઠેર હોય છે. બાગ પણ તેટલા જ. ગુલાબનાં સુંદર અને સુગંધીદાર ફૂલો ખૂબ મોટાં થાય છે. નારંગી પણ સસ્તી અને સારી હોય છે. અત્તર અને સોનેરી ઝીકના કામ માટે લખનૌ આખા હિન્દમાં જાણીતું છે. સોળમા સૈકામાં ઝવેરાતના સુન્દર કામ માટે જાણીતું હતું. લોખંડનાં હથિયારો બનાવવામાં પણ તે અરસામાં મશહૂર હતું.

લખનૌથી મારે બનારસ જવાનું હતું. આમંત્રણ વગર જેમનો મહેમાન ગોઠવાઈ ગયો હતો તેમણે મને રહેવા તો કહ્યું પણ મારું મન ન માન્યું એટલે રજા લીધી અને ગઇ ગુજરી યાદ કરતો આ જૂના ભવ્ય બાદશાહી શહેરની આજે પડતી દશા જોતો આલેશાન સ્ટેશને આવી પહોંચ્યો. આ બાજુનાં સ્ટેશનો પર પણ મોગલાઇની કળાની મહેરબાની હતી અને ઘુમ્મટો દૂરથી તેની સાક્ષી પૂરતાં હતાં.




## બનારસ

કાશી એ હિન્દુઓનું જૂનામાં જૂનું તીર્થસ્થાન છે. જે વખતે રોમ એક નાનું ગામડું હતું ત્યારે ય આ નગરી હિન્દુ સંસ્કૃતિના કેન્દ્ર તરીકે જગતભરમાં જાણીતી હતી. તમારે આજથી બે હજાર વર્ષ પર હિન્દમાં કેવા રીતરિવાજ હતા તે જાણવું હોય તો આજે ય તમારે કાશી જોવું. યુરોપમાં ભાગ્યે જ કોઇ દેશ એવો મળશે કે જેણે પૂર્વની પોતાની સંસ્કૃતિને ઝળહળતી રાખી હોય. ત્યાં તો બધું ભસ્મીભૂત અને કાળના ગર્ભમાં દટાઇ ગયેલું જ મળશે.

મોટામાં મોટા સંત, મહાત્મા અને મોટા મોટા ધૂર્તો અહીં જ મળશે. અસંખ્ય મંદિરો અને ઠેરઠેર મૂર્તિઓ પણ અહીં જ જોવા મળશે. વિદ્યામાં તે હિન્દનું ઑક્સફર્ડ જેવું અને ધર્મમાં તે જેરૂસલેમ જેટલું પવિત્ર છે. કેટલા ય રાજા મહારાજાઓએ ગંગાઘાટે પોતાના મહેલો બાંધેલા છે. અને સદા ય કાશીમાં વસવાટ કરી જીવનનો અંત સમય અહીં જ ગાળી અહીંના આ પુણ્યક્ષેત્રમાં મૃત્યુ થાય એવી ભાવના સેવી છે. હિન્દુઓના આત્માસમ કાશી પરાપૂર્વથી તેના ચલ્યા આવતા યમ, નિયમ, વ્રત, સ્નાન વગેરેમાં પહેલાં હતું ને જ અવસ્થામાં આજે ય પડેલું છે.

શાક્યમુનિએ વર્ષો પહેલાં અહીંથી જ ધર્મનો પ્રચાર આદર્યો હતો. તુલસીદાસજીએ અહીં જ રામાયણની કથા કહી રામાયણના દુહા લખ્યા હતા. કબીરજીએ અહીંથી જ મૂર્તિપૂજાનો વિરોધ કર્યો હતો અને હિન્દુ મુસ્લીમ ઐક્ય માટે ઘોષણા કરી હતી. આજે ય કબીર, તુલસીદાસ, નામદેવ અને રામકૃષ્ણ પરમહંસના મઠો અહીં મોજુદ છે. જૂની વાતો શા માટે ? હજી ગઈ કાલે જ એની બેસંટે બ્રહ્મવિદ્યાની ઘોષણા કરવા પોતાના અનુયાયીઓને મોકલ્યા ત્યારે તેમણે કાશીને જ પ્રથમ સ્થાન બનાવી અહીંથી જ શરૂઆત કરી હતી.

કાશીમાં સાંકડી ગલીઓમાં ફરતાં સેંકડો સાધુઓ જોવા મળે છે. આ સાધુઓમાં ય ઘણા પ્રકારો હોય છે. આ લોકો ભીખ માંગતા, દારૂ પીતા, લટકતા ભૂંડ જેવા ગમે ત્યાં પડી રહેતા, લોકોને આશરે જ નભતા હોય છે. જીવનયુદ્ધમાં કંટાળીને પણ સાધુ થઇ જાય છે. છતાં કેટલાક સારા સાધુઓ પણ હોય છે. જેમણે કુદરત સાથે એકતાનતા સાધવા જાતને ઓગાળી, સંયમ પાળી ઇચ્છાશક્તિ પ્રબળ કરી, અશક્યને શક્ય બનાવી રાતદિન ધ્યેય પ્રાપ્તિ માટે મંડી પડી, સ્ત્રીપુત્રાદિને ત્યજી, ધન-દોલત-માલ છોડી, ઇશ્વરના સાક્ષાત્કાર માટે જેને તલપ લાગી છે તેવાઓ પણ આ જ પ્રદેશમાં, ભૂખ્યા છતાં ધરાયેલા, દીન દુઃખીનું ભલું કરતા સતત જાગૃત અહીં જ પડેલા છે.

ગંગાકાંઠે હજારો યાત્રીઓ પ્રાતઃકાળથી તે સૂર્યાસ્ત સુધી જોવા મળે છે. દર વર્ષે હિન્દના ખૂણેખૂણામાંથી લાખો યાત્રીઓ અહીં આવે છે. આવા આ હિન્દના હૃદય જેવા પવિત્ર કાશી ક્ષેત્રમાં કેટલાયે ધર્માંધ રાજાઓ આવ્યા અને ગયા. મહમદઘોરીના કાકા અલાએ બનારસ પર હુમલો કર્યો ત્યારે તેણે હિન્દુઓને મુસલમાન ધર્મ અંગીકાર કરવા ફરજ પાડેલા અને એ વખતે જે લૂંટ

ચલાવેલી તેમાંથી તેણે ૪૦૦ ઊંટો ભરીને કીમતી માલ લીધો હતો. છેલ્લે છેલ્લે આરંગઝેબે પણ અહીંનાં મેંકડો મંદિરોનો નાશ કર્યો હતો. અને ત્યાં મંદિરો પર જાતે એ મોટી મસ્જિદો બંધાવી હતી. જે આજે પણ હિન્દુઓની કાયરતાની અને મુસલમાનોની ધર્મઘેલછાની ધજા ફરકાવતી ઊભી છે.

મને પોતાને બનારસ કરતાં હરદ્વાર વિશેષ ગમ્યું. ગંગામૈયાનું મુખ્ય સ્વરૂપ જે હરદ્વારમાં જોવા મળે છે તે કાશીમાં નથી મળતું. હરદ્વારમાં ગંગામૈયાનું સ્વચ્છ પાણી છે. જ્યારે બનારસમાં ડહોળું પાણી છે. હરદ્વારમાં ગંગામૈયા આખા જગતના કોલાહલને શાંત કરવા, ધધવી, મોટો અવાજ કરી સર્વ ધમાલોને પોતામાં સમાવી દઇ શાંતિ પાથરે છે. બનારસમાં ગંગામૈયા શાંત વહી જાય છે અને માછલીના માછલો સુધી હિમાલયથી નીકળી વચ્ચે આવતા તમામ લોકોને પોતાના અંકમાં બેસાડી, નવડાવી, સ્વચ્છ કરી, પોતે બધાનો મેલ લઇ અહીં આવે છે. વળી હરદ્વારમાં હિમાલયના પહાડોનું દશ્ય કેટલું ભવ્ય લાગે છે. જ્યારે કાશીમાં જુવાન છોકરીઓ રૂપાળી દેખાવાનો ડોળ કરતી, પુરુષોને પોતા તરફ આકર્ષવા ફાંફાં મારતી, તે સ્થળનું પવિત્ર વાતાવરણ ગંદુ કરતી ઠેર ઠેર જોવા મળે છે. કાશી જેવું પવિત્ર જાત્રાનું ધામ આ દૂષણ કેમ નભાવી રહ્યું હશે ! કાશી વિદ્યાપીઠથી ગંગાધારે જવા જે રસ્તે થઇને જવું પડતું તે જ રસ્તે આ દશ્ય જોવા હું પામ્યો ત્યારે કાશી માટે ઊન્નત બનેલું મારું મસ્તક શરમથી નીચું નમી ગયું. આ રસ્તો છડેચોક કાશીની પવિત્રતા પર હથોડા મારી મારીને કહેતો કે મને પણ જોતો જા. કાશીમાં આ સંભવી જ કેમ શકે ! જ્યાં મનુષ્ય ઈશ્વર ભક્તિ માટે આવે છે, જ્યાં મનુષ્ય કુદરત અને ભક્તિમાં એકતાનતા સાધવા આવે છે, ત્યાં આ દુષણ કેમ નભાવી લઈ શકાય ? જે ભાગ મેં જોયો એ તો બહુ નાનો હતો. પણ

કાશીમાં તો વેશ્યાઓનો તોટો જ નથી. ધર્મના કયા ઉપાસકે આને માટે અપવાસ કર્યા? કયા ધર્મગુરુએ આ લોકોને ય ઇશ્વર તરફ વાળવા પ્રયત્નો કર્યા? ઘરબાર, સ્ત્રી પુત્રાદિ સર્વ ત્યજી માણસ-બાકીનું જીવન ઈશ્વર ભજનમાં વિતાવવા જે સ્થળોએ આવે છે, તે તો આવી રીતે કલુષિત ન જ થવા દેવાં એવું આપણો સમાજ ક્યારે સમજશે?

અહીંથી થોડે દૂર સારનાથ આવેલું છે. કહેવાય છે કે * બુદ્ધદેવે. દુઃખ, જરા, મરણ, રોગ, ગરીબાઇ અજ્ઞાન વગેરેનું નિવારણ શોધી કાઢી સારનાથમાંથીજ ધર્મચક્રપરિવર્તન કરવાનો આરંભ કર્યો હતો. ૧૯૩૫માં ત્યાં મોટો મેળો ભરાયો હતો. ચીન, જાપાન, તિબેટ અને અને લંકા જેવે દૂર દૂરને સ્થળેથી બૌદ્ધ યાત્રાળુઓ આવેલા હતા. આવો મેળો હવે બીજા સૈકામાં ભરાશે. આ સ્થાન મને ગમ્યું મંદિર સાદું છે અને શાંત સ્થળે બાંધેલું છે. અંદર ગૌતમબુદ્ધનાં વિવિધ ચિત્રો જાપાની ચિત્રકારે દોરેલાં છે, ગૌતમબુદ્ધની સુંદર પ્રતિમા, ગૌતમ જન્મ, દેવોના આશીર્વાદ, દીનદુઃખી દુર્શન, વૈરાગ, યશોધરાને છોડી ચાલ્યા જવું, લોકોનો વિરોધ, બાપ અને સ્ત્રી પણ શિષ્ય-બન્યાં વગેરે. આ ચિત્રમાં ભાવ સારો ઉઠે છે. જાણે હમણા જ બોલી ઉઠશે. આજુ બાજુના લીલાછમ ઝાડોમાં સ્થાન રમ્ય લાગે છે.. પેટીમાં ગૌતમબુદ્ધનાં અસ્થિ પણ છે. બાજુમાં શિષ્યોનો મઠ છે. પાસે જ બિરલાની ધર્મશાળા છે.

કાશી વિદ્યાપીઠની બાજુમાં ભારતમાતાનું નવું મંદિર છે જે તે વખતે બંધાતું હતું, તે જોયું. જેની ઉદ્‌ઘાટન ક્રિયા પૂ. ગાંધીજીએ કરી હતી. અશોકકાલીન હિન્દના કેટલાક નકશાઓ ભીતમાં ચીતરેલા છે. રૂપિયા પચાસ હજાર ખરચી જમીનપર ભારતદેશનો સુન્દર નકશો તૈયાર કરેલો છે જે જોવા જેવો છે.

યુરોપિયન કવાર્ટર્સ આગળ આવેલી હિન્દુ યુનિવરસિટી બનારસમાં આવીને જેણે ન જોઇ તેણે કંઇ ન જોયું કહેવાય. લગભગ

---

"*બુદ્ધદેવે જ્યાં પ્રગટીનેમા, ખોલ્યા મુક્તિનાં દ્વાર.
આજેય જેના નામને નમતો ભક્તિથી અર્ધ સંસાર"

બે માઈલ તો તે લાંબી છે. જાણે એક નગર વસ્યું હોય એમ લાગે છે. હિન્દના દરેક પ્રાંતના વિદ્યાર્થીઓ અહીં ભણવા આવે છે. દરેક વિદ્યાર્થીનું નામ અને તેના પ્રાંતનું નામ જો કે દરેક ઓરડી પર લખ્યું હોય છે તોય શોધવાનું કામ મુસીબતભર્યું લાગે છે. હું એક મારા ખાસ ગોઠિયાની શોધમાં હતો તેના નામ સિવાય મને વિશેષ કંઈ ખબર નહતી. આ ભાઈને શોધવાય કોઈ ગમે તે ગુજરાતીને શોધવા જોઈએ. છેવટે એક ગુજરાતી પટેલની ઓરડી પાસે ગયો. પટેલને મેં મારા મિત્રની માહિતી પૂછી. પટેલ કહે, મારા ય એક મહેમાન બે દિવસથી આવ્યા છે પણ જડતા નથી. મેં કહ્યું, આવો હું તમારા મહેમાનના અવેજમાં આવ્યો એમ માનો. છેવટે મને મારો મિત્ર મળી ગયો.

કરોડો રૂપિયાની કિંમત ઊપજે એટલી મિલ્કત અને સામગ્રી અહીં છે વળી ત્યાં કેટલાંક મશીનો પણ બને છે. સાબુ, તેલ, માટીના રકાબીપ્યાલા, સુન્દર રમકડાં વગેરે બને છે. મોટી લાયબ્રેરી છે. મકાનો મોટાં અને સુન્દર છે—જાણે નવું દિલ્હી. વનસ્પતિના, પ્રાણીનાં, ફૂલઝાડનાં, વગેરેનાં પ્રદર્શનો છે કે જે એક સારા સંગ્રહસ્થાનને શોભાવે તેવાં છે. આર્ટ્સ કૉલેજથી લગભગ પોણો માઈલ દૂર એન્જીનિયરિંગ કૉલેજ છે. લીલીછમ ઝાડની ઘટાઓમાં આવેલાં છૂટાં ગાં મકાનો સુંદર લાગે છે. જેવું દયાલબાગ વસ્યું છે તેવું જ આ છે. યુવતીઓની જુદી કૉલેજ અને હોસ્ટેલ છે.

આ હોસ્ટેલની ઘણી ઓરડીઓમાં હું ફર્યો છું. બીજાઓ કરતા મારે આ સહજ થઈ પડ્યું હતું કારણ કે હું પ્રવાસી હતો. હિન્દી મારું જાણતો અને જે જે પ્રાંતના કોઈ મળે તેને તેના પ્રાંતની કાંઈ અમરકારક વાત કહી, કાંઈ-પૂછી મારી સાથે ગમે તેને વાતે વળગાડતો. મને અહીં એક વસ્તુ નજરે ચડયા વગર ન રહી. જે ઓરડીમાં જાઉં ત્યાં ફોટા જ ફોટા. ફોટા સામે મારે વાંધો નહોતો

પણ મારો વાંધો તો પસંદગી સામે હતો. આજના કૉલેજિયનોને કયા ફોટા પસંદ કરવા તે માટે બહુ દૂર જવું નથી પડતું. મને કૉલેજિયનો સિનેમા સ્ટારના—ભકત લાગ્યા. સારી સારી ફ્રેમોમાં જમના, સુલોચના, ગૌહર, સવિતાદેવી, ઉમાશશી અને બીજી ઘણી ઘણી. દુનિયાનાં ઘણાં રાષ્ટ્રો વીરતાથી આઝાદીની લડત લડયાં છે એ મહા પુરુષોના ફોટા રાખે તો ! અરે પરદેશ જવાની કયાં જરૂર છે ! જવાહર, ગાંધીજી, ટાગોર, અરવિંદ વગેરે જે જગતભરમાં પ્રખ્યાત છે. તેમને શું કામ નથી મૂકતા ? આમાં તો મુશ્કેલી એવી આવે કે કોઇ પોતની બેનનો, સ્ત્રીનો, કે માનો ફોટો રાખશે તો તરતજ કોઇ સિનેમા સ્ટાર જ હશે એમ કોઇ પણ માની બેસશે.

મૂર્તિ કે ફોટાનું મહત્વ હોય તો તે એટલા પૂરતું છે કે એમાંથી આપણને કાંઇ ઉચ્ચ પ્રેરણા મળે. આમ ગમે તેના ચિત્રો રાખવાનો કશો અર્થ નથી. પણ આ ફોટાઓની પસંદગી અર્થશુન્ય છે એમ હું માનતો નથી આપણા જુવાન કૉલેજિયનોના અભ્યાસગૃહોમાં લટકતા આ સિનેમા સ્ટારોના ફોટાઓ આપણો તરુણવર્ગ કેવા આદર્શો સેવી રહ્યો છે તેનાં સૂચક છે. અને શિક્ષણશાસ્ત્રીઓ અને સમાજસુધારકોને વિચાર કરવાને પડકારી રહ્યા છે.



## પટણા

બિહારનું પટણા શહેર જોયું ત્યારે પેશાવર યાદ આવ્યું. પટણા જંકશન અને પેશાવર કેન્ટ બંને સ્વચ્છ અને સુઘડ લાગ્યાં છૂટાં મકાનો બાગિયાં અને આજુબાજુ ઝાડની ઘટાઓ આટલા સુન્દર બંગલાઓ જોઇ મને થયું પટણા તો બિહારમાં આવ્યુ અને અહીં તો બધા બંગલા છે. અને આ લોકો તો શ્રીમંત લાગે છે. જ્યારે બિહારની છાપ તો તે ખૂબ જ ગરીબ છે એવી હતી. તો આ આમ કેમ? પણ જ્યાં વધુ ગરીબી છે ત્યાં જ વધુ શોષણ છે અને ત્યાં જ મૂડીદારો વધુ માલદાર છે. હિંદનાં ગરીબખાના સમા બિહારની રાજધાની પટણાના સ્ટેશનની મેં જે કલ્પના કરી હતી તે આ પટણા જંકશન સ્ટેશન જોતાં ખોટી પડી.

પટણા જંકશનમાં જૂના સમયનું એક સંગ્રહસ્થાન છે અને તેમાં વૈશાલી નગરીના જાતજાતના ઘણા અવશેષો પણ છે. આ સંગ્રહસ્થાન દેવનાગરીલિપીના વાંચકો અને જૂના જમાનાની શોધખોળો કરવાવાળાને અતિ ઉપયોગનું છે.

પાસે જ એક ગોલઘર છે. તેને ૧૪૦ પગથિયાં છે ઉપર ગયા પછી પટણા ઘણું સુંદર લાગે છે. સામે જાણે દરિયો દેખાતો

હોય એવો વિશાળ ગંગાનો બે માઇલ પહોળો પટ મનોહર લાગે છે. આ ગોલઘરની રચના એવી છે કે દૂરથી ઘૂમટ છે એમ લાગે છે. જો કે ઉપર જવા માટે ચાર પાંચ ફીટનો રસ્તો છે. બાકી બધો ભાગ ઘૂમટ જેવો છે. પટણા જંકશનથી પટણા શહેર સાત માઇલ દૂર છે. તે પણ લાંબું વસ્યું છે. પટણા કેવું છે. તેનો થોડા સમયમાં અનુભવ કરવો હોય તો પટણા જંકશનથી ઘોડાગાડીમાં બેસવું એટલે સાત માઇલમાં બધું ઉપરટપકે જોવાઇ જાય.

અત્યારસુધી હું જે પ્રાંતમાં જતો તે પ્રાંતના લોકોનો મહેમાન થવાનો મોકો ભાગ્યેજ મેળવી શકતો. બધે જ ગૂજરાતી મળી રહેતા. પણ અહીં એક બિહારના ભાઇને ત્યાં મહેમાન થવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું. આથી આ લોકો સ્વભાવે કેવા છે, કેવો ખોરાક ખાય

છે એટલે જ શોભે છે. બાકી ગંદી, ન નાહનારી, મેલાં વસ્ત્રવાળી આ કાશ્મીરી સ્ત્રીઓ અને બિહારની સ્ત્રીઓમાં રૂપ અને રંગના ભેદને બાદ કરતાં કાંઇ જ ફરક નથી. કેવળ રૂપ શા કામનું? રૂપ તો સંસ્કારિતા, સુઘડતા અને ચારિત્ર્ય હોય તો જ શોભે.

ગુરુ ગોવિંદસિંહનું જન્મ સ્થાન પટણામાં છે. તે સ્થળ પણ જોઇ આવ્યો. આજે તો શીખોનું એક મોટું ગુરુદ્વારા છે.

## કોલસાની ખાણોમાં

પટણા જોયા પછી હું સીધો કલકત્તા જવાનો હતો, પણ દિલ્હીમાં પૂ. ઠક્કરબાપાને ત્યાં મદ્રાસના આગેવાન હરિજન કાર્યકર્તા આવેલા તેમણે મને આસનસોલ ખાસ ઊતરવા કહ્યું. તેમણે વધુમાં જણાવ્યું કે ત્યાં કોલસાની ખાણો છે અને એક સંસ્થા જોવા જેવી છે, તે સંસ્થા તે ઉષાગ્રામ ( Dawn of Village ) સ્ટેશનેથી ઊતર્યા પછી બે માઇલ દૂર છતા નાના ગોરા ગમે તેને પૂછવાથી બધા જ સંસ્થાથી પરિચિત હોય એમ લાગ્યું. સંસ્થા વિષે લોકોને સારો ખ્યાલ છે તે હું તેમના બોલવા ચાલવા પરથી જોઇ શક્યો. મને આથી સંતોષ થયો કે હું કોઇ હાલીમવાલી સંસ્થા જોવા નથી ઊતરી પડ્યો.

હું આ પાદરીઓની સંસ્થા ઉષાગ્રામના મોટા કમ્પાઉન્ડમાં દાખલ થયો. એક પરદેશી બાઇ કૂવાનો પંપ હલાવી રહી હતી અને મજૂરણને હિન્દીમાં કંઇક સૂચના આપી રહી હતી. હું તેને મળ્યો. પછી તેના પતિને તેણે કહ્યું, 'We have got a visitor.' તેના પતિ પણ શારીરિક શ્રમનું કંઇક ખોદવા કરવાનું કાર્ય કરી રહ્યા હતા. મને તેમણે બીજા એક ભાઇને સોંપ્યો અને સંસ્થા બતાવવા જણાવ્યું 'પૂજા'ની રજાઓ હતી એટલે મને સંસ્થાનાં કેટલાંક ખાતાં બંધ બારણે જોવાં મળ્યાં, ત્યાં વણાટ, સુથારી,

સીવણ, પ્રેસ, ચિત્રકળા, સંગીત વગેરે ઉદ્યોગના તેમજ કળાના વર્ગો ચાલે છે, જે કન્યાઓ રજામાં હાજર હતી તે કોઇ વાંચતી, તો કોઇ બાગને પાણી પાતી, કોઇના હાથમાં વળી ઝાડુ હતું. એમ બધી કન્યાઓ કંઈને કંઇ કામમાં ગૂંથાએલી હતી. ત્યાંના મકાનની વ્યવસ્થા સાદી અને નૈસર્ગિક લાગે છે. નાની નાની કુટીરો અને માટીનું ચણતરકામ. લીલીછમ ઝાડની ઘટાઓ હતી. પાસે એક તળાવ (પુકુર) એક નાના ઘરમાં પાંચ છ કન્યાઓ નીચે રહે છે અને ઉપર શિક્ષિકા, લગભગ ૬૦ કન્યાઓ છાત્રાલયમાં રહે છે. પાસે જ કન્યાઓનાં પ્રિન્સિપાલ મીસ 'વુડ' નો નાનકડો બંગલો છે, પછી વિદ્યાર્થીઓની હદ શરૂ થાય છે. તેમનું પણ નાહાવાનું તળાવ દૂર દૂર છે. કન્યા અને કુમારોનાં તળાવ બંને ઉત્તર દક્ષિણ. ગુજરાતના યુવાનો કરતાં પંજાબ, યુક્ત પ્રાંત તેમ જ બિહાર. કાશ્મીર, બંગાળના યુવાનોને તરવાની કળા હસ્તગત છે. સ્ત્રીઓ પણ તરી શકે છે. ઘર આંગણે નદી હોવાથી, ઉપરાંત નહેરોમાં કમર સુધી જ પાણી આવે એમ હોવાથી પાણીમાં ગમે ત્યાં પડે તોય ડુબવાની ચિંતા કરવાની રહેતી જ નથી. આ તળાવમાં કેટલાયે યુવાનો નાહી રહ્યા હતા. ત્યાંના મુખ્ય આચાર્ય અને તેમના પત્નિ એક દિશામાંથી બીજી દિશામાં ઝટ ફરી વળે, કોઇ કાગળનો ટુકડો ભૂલો પડયો હોય તો તેને ટોપલીમાં નાખી દે, ઝીણું ઝીણું કામ કર્યા કરે, અને સતત ફરંફરા અને બારીક નીરક્ષણ કરી, નાના તેમ જ પુખ્ત યુવકોનાં તેમ જ બાળાઓના માનસને સદા ઉદ્યોગી થવાની પ્રેરણા પાઇ, ભવિષ્યના જીવનનું સાચું સદ્દર ઘડતર અનેક ઝીણી મોટી વ્યવસ્થામાં જાતે માથુ મારી યોગ્ય સૂચનદ્વારા ટોકણી કરી શિક્ષકોના કામ પર ખાસ ધ્યાન રાખી, પોતે સતત પરિશ્રમ કરી બાળકોનાં મન વિકસિત કરવા મહેનત કરી રહ્યાં હતાં જે સંસ્થાના વડા આખો દિવસ પરિશ્રમ કરે તે સંસ્થાના ગૌરવંતી વાત જ શી કરવી ? કન્યાઓના પ્રિન્સિપાલ મીસ 'વુડ 'ને હું મળ્યો, તેમણે

સીવતાં સીવતાં મારી સાથે ઘણા વિનયથી વાતો કરી. તે કહેતાં, અમેરિકામાં આટલું બધું અજ્ઞાન નથી. ત્યાં તો સ્ત્રી પુરુષો પોતે કેમ રહેવું તે જાણે છે. પોતાની બાબતમાં પ્રજા દરકારવાળી છે. જ્યાં જ્યાં ગરીબ અને અભણ પ્રજા છે ત્યાં જઇ અમે સેવાનું કાર્ય કરીએ છીએ. યુનાઇટેડ સ્ટેટ અમને પગાર આપે છે. ઘણા પૈસા ખર્ચે છે. ચીનમાં પણ મિશનરી સંસ્થાઓ છે. માનવીના કલ્યાણ માટે અમારી સંસ્થાએ કાર્ય કરે છે.

રજાઓ હતી એટલે ઘણી મોટી સંખ્યા ગેરહાજર હતી ટુંક સમયનો મારો સંસ્થાનો પરિચય છતાં આ સંસ્થાની મોહિનીએ મને આકર્ષ્યો. વતાવરણ જ ચેતન અને પ્રેરણા મળે એવું મને લાગ્યું.

ઉષાગ્રામથી લગભગ એક માઇલ દૂર કોલસાની એક નાની ખાણ છે. આમ તો આસનસોલમાં ૩૦૦ ખાણો છે, હું એકલો હતો એટલે મારે જે ખાણવાળા બતાવતા હોય તેમની પાસે જ જવું રહ્યું, હું ખાણના મેનેજરને મળ્યો, થોડા વખતમાં જ તેમણે બતાવવાનું બંધ કર્યું હતું, ખાણમાં રૂફસ (Roofs) પડતાં હોવાથી કેટલીકવાર જાન જોખમમાં હોય છે, મેં તેમને વીનવણી કરી કહ્યુ કે હું હિંદનો પ્રવાસી છું, ખાણ જોવા જ ઊતર્યો છું, મારે તો જીવના જોખમે પણ ખાણ જોવી એવી ઇચ્છા છે, મેં તેમને મને નિરાશ ન કરવા કહ્યું, મારી ચોંટણનીતિ અને વિનંતીથી તે ભાઇ પલળ્યા, શરૂઆતમાં તેમણે બહારની રચના સમજાવી, ચારે દિશાઓ બતાવી કહે, " પેલા ઝાડ સુધી ખાણ છે, દૂર દૂર પેલાં ઘેટાં ચરે છે ત્યાં સુધી, એ દિશામાં, આ બાજુ આ પાટા દેખાય ત્યાં સુધી અને ખાણમાં હવા જાય માટે પંપથી અંદરની હવા કાઢી લે છે, અને પછી નવી હવા દાખલ થાય છે, મુંબઇમાં દાદરને બદલે લિફ્ટમાં બેઠેલો, પણ અહીં તો ઊંચે જવાને બદલે જમીનમાં જવાનું હતું, અમે કેઇજમાં ઊભા, બે મિનિટમાં તો અમે પાંચપચીસ

પચાંસ, સૌ બસો અને બસોદશ ફીટ નીચે ઊતર્યાં. જેમ જેમ નીચે જઈએ તેમ તેમ હવા ગરમ થતી જાય અને અંધારું વધતું જાય — જાણે સાંકડી અંધારી ગલી, સીધી નહેર જેવી. ધાર્યા કરતાં વધુ ભયંકર. આગ્રામાં આગ્રા ફોર્ટ જોયા પછી કોઈએ કહેલું કે જેવા રસ્તા ઉપર છે તેવા અંદર ભોંયમાં છે. અને મહેલો પણ ઉપરના જેવા જ છે. ઘડીક તો સાહસ કરી હું અંધારિયાં પગથિયાં ઊતર્યો, પણ નાક કહ્યું ન કરે. મરેલાં ઢોરનું કબ્રસ્તાન હોય એવી ભયંકર બદબો અંદરથી ધસી આવતી હતી. માથું દુઃખવા લાગ્યું અને તરત જ હું જમનાને કાંઠે પવનની લહેરો ખાવા દોડી ગયો અને નાકમાં પેસી ગયેલી સૈકાજૂની બદબોને વારંવાર પ્રયત્નથી જોર કરી કાઢી નાંખી નવી તાજી સૌરભવાળી હવા ભરવા બેઠો. આ ખાણમાં મને એ પ્રસંગ સાંભરી આવ્યો. પાછા જવાનું મન થયું. મેનેજર આગળ કરેલાં મારી સાહસિક જિજ્ઞાસાવૃત્તિનાં વખાણ અને હિન્દના પ્રવાસીની મારી ઉપાધિનું શું? મેનેજરને કંઈ ન થાય અને હું સહેજમાં થાકી જાઉં? મને મૂંઝાવા ન દેવો એમ વિચારી મને પારખી જઈ મેનેજરે મારો હાથ પકડી ડરશો નહિ એમ કહ્યું. અમે ચાલ્યા. મારી ઊંચાઈ પાંચ ફીટ કરતાં વધુ છે. અહીં રસ્તો ૭ ફીટ પહોળો અને સાડાચાર ફીટ જ ઊંચો. મારે ડોશીમા બની જવું પડયું. કેટલાક ભાગમાં તરાડો પડેલી તેથી લાકડાના ટેકા મૂકવામાં આવેલા હતા. હમણાં તૂટી પડશે એવું લાગતું હતું. મૂળ ઓછી ઊંચાઈ તેમાં આ લાકડાનાં ટેકાને લીધે ઊંચાઈ ઘટી જતી. જાણે અંગૂઠા પકડી ઊભા રહેવાની સજા કરી ન હોય? "આ પડે તો અકસ્માતનું કંઈ કહેવાય કે!" પેલા મેનેજરે કહ્યું.

ગરમ ગરમ હવાથી હું ગૂંગળાતો હોઉં એવું મને લાગ્યું. માથું ગૂમ થઈ ગયું. છતાં મારે ખાણનો છેડો જોવો હતો. અમે ચાલ્યા જ જતા હતા. મજૂરો થાક ખાતા બેઠા હતા સાંકડા પાટા

હતા. અંધારામાં નાની નાની બત્તીઓ હતી. પાટા પર વારંવાર લારીઓ જતી આવતી હતી. અમારે લારી સાથે બેઠી ન પડાય તે ખાસ સાચવવાનું હતું. દરેક ફેરે ૫૬ મણ કોલસો આ લોરીમાં ઉપર જતો. આગળ જતા તેમ રસ્તો સાંકડો, નીચો અને અંધારા- વાળો આવતો હતો. છેવટે છેડો આવ્યો. રસ્તો બંધ થયો ત્યાં એક મજૂર માટી ખોદતો હોય તેવી રીતે પાવડો ભરી ભરી કોલસા લારીમાં ઠાલવી રહ્યો હતો. તે પરસેવે રેબઝેબ થઇ ગયો હતો મને વગર મહેનતે પરસેવો થઇ રહ્યો હતો, તો આ મજૂરોની શી વીતકકથા ? હું તો ફક્ત પંદર મિનિટ જ ખાણમાં રહ્યો હતો જ્યારે આ મજૂરોને તો છ આઠ કલાક મહેનત કરવાની હતી. મને એ વિચારે કમકમાં આવ્યા, મારી ધીરજ ખૂટી. હું ઉતાવળો થઇ ગયો. આ મેનેજરના એસીસ્ટન્ટ પણ ખાણમાં આમ તેમ ઘુમતા હતા. તેમની સાથે વાત કરવામાં, કંઈ સૂચન કરવા માટે મારા સાથી મેનેજરે પંદર મિનિટ લીધી મારી અકળામણ વધી. ક્ષણે ક્ષણે માથું હમણાં ખલાસ થઇ જશે, ઓચિંતે પટકાઇ પડીશ એમ લાગ્યા કરતું. પેલો વેઠિયો મજૂર યાદ આવ્યો. તેને શું ? તે કેમ રહેતો હશે ? શું માગથી સ્થિર ન રહેવાય ? ન કેમ ટકાય ? અને આ વિચારે મને પ્રેરણા મળી. એવા તો કેટલાયે મજૂરો અને કેટલીય જુવાન મજૂરણો આ અંધારામાં, આ ગૂંગળામણમાં શરીરને સદા નીચોવે છે. ઉપર જવા માટે કેઈજમાં બેઠો ત્યારે મારો ઊડી ગયેલો જીવ પાછો આવ્યો હોય એમ લાગ્યું

ચાંદની રાતે જમનાને કાંઠે તાજમહાલમાં હું આનંદસાગરમાં નાચ્યો હતો. સ્વર્ગસુખ આથી વધુ શું હોઇ શકે એમ મને લાગેલું આ ભવમાં પણ સ્વર્ગ માની શકાય છે. એવી કેટલીક ધન્ય પળો જીવનમાં કોકવાર જ સાંપડે છે. તાજમહાલના દર્શન પછી કોલસાની આ ભયંકર ઘોર ખાણો મને નર્ક જેવી લાગી. તાજમહાલ,

અમૃતસરનું સુવર્ણ મંદર, હિમાલયના હિમાચ્છાદિત શિખરો, લક્ષ્મણ ઝુલા નીચે વહી જતી ગંગા અને આજુબાજુનાં કુદરતી દૃશ્યો, ડાલ સરોવર એ બધું જોયા પછી મને થયું કે મેં અંતિમ સુખ અને આત્યંતિક દુઃખ બંને કેટલીક ક્ષણો માટે અનુભવી લીધાં. આ ભવમાં જ એકને સ્વર્ગસુખ મળે છે જ્યારે બીજાને નર્કદુઃખ અનુભવવું પડે છે. બીજા ભવની કે પરલોકની શી વાત કરવી ? આજ જિંદગીમાં કેટલાયે માણસોને દુઃખના ડુંગરા ઓળંગવા પડે છે અને કેટલાઓને સુખના સાગરમાં નાચવાનું પણ મળે છે. હું નર્કમાંથી સ્વર્ગમાં આવ્યો એવું મને બહાર નીકળતાં લાગ્યું, અંદર કંઇ અકસ્માત થઇ ગયો હોત તો? આટલી બીક મને કયાં ય કદી લાગી નથી.

આટલા આટલા યંત્રવાદ પછી દુનિયાની વધતી જતી કળયુગની હિમાયત પછી, મજૂરને બદલે ખાણમાં કેમ મશીન ગોઠવી ન શકાય ? જમીનની અંદર અને જમીન ઉપર ખૂબ ઊંગે મશીનનો પત્તો ય ખાતો નથી. હિમાલયમાં અમરનાથ જતાં શ્રીનગરથી ૬૦ માઈલ સુધી જ મોટરો જઇ શકે છે. પછી માઈલોના માઇલો સુધી મશીનનું ટટ્ટુ અટકી પડે છે; તેવું જ છે ખાણોમાં. અને આ ખાણોના માલિક ! તે તો ખાણના પ્રદેશની હવા ખાવા પણ નથી રહેતા. તે રહે છે દરિયા કિનારે, નદી કાંઠે કે કોઈ હિલ સ્ટેશને. તે મેનેજર રોકી શકે છે. જૂજ મજૂરીએ એ મજૂર રોકી શકે છે. આવા કબ્રસ્તાનમાં મજૂરને મળે છે ચાર, છ કે આઠ આના.

હું આસનસોલમાં ફરતો હતો. મેં ખૂબ કાળા માણસો જોયા. મેલાં કપડાં, નિસ્તેજ શરીર, અકાળે વૃદ્ધ જેવું મોઢું. આવા ભયંકર સ્થળે કામ કર્યા પછી એ મજૂર રંગમાં કોલસાની હરીફાઇ કરતો થઇ જાય છે. તેના જીવતરમાં શો દમ ! તે રાત્રે શોચતો હશે કે મારે તો સવાર પડશે અને ફરી ખાણોમાં જવું પડશે. એ વિચારે કંપી ઊઠતો હશે. બીજે કયાંય નોકરી ન મળે ત્યારે જ માણસ ન છૂટકે આ ખાણની નોકરી સ્વીકારે છે

## શાંતિનિકેતન

એક પરદેશી મુસાફરે ગાંધીજીને પૂછ્યું "મારે ઝટ હિન્દુસ્તાન જોઇ પાછા ફરવું છે. તો ખાસ શું જોવું જોઇએ?" ગાધીજીએ કહ્યું, "તાજમહાલ, ટાગોર અને અરવિંદ—એ ત્રણની મુલાકાત લો એટલે આખો હિન્દુસ્તાન આવી ગયો ગણાય."

ઇસ્ટ ઇંડિયા રેલ્વેના બોલપુર સ્ટેશનથી એક માઇલ દૂર શાંતિનિકેતન આવેલું છે. બોલપુરથી શાંતિનિકેતન જવા વિશ્વભારતી મોટર બસ સર્વીસ ચાલુ છે.

આ આશ્રમની સ્થાપનાની પાછળ રમૂજી ઇતિહાસ છે. કવિ શ્રી. રવીન્દ્રનાથના સદ્‌ગત પિતા દેવેન્દ્રનાથ ટાગોર એક વખત રાયપુરથી આ તરફ આવતા હતા. હાલ જે સ્થળે આશ્રમ છે તે સ્થળે તેમને લૂંટારાઓનો ભેટો થયો હતો. તેમણે લૂંટારાઓને સદ્‌બોધ આપ્યો અને તેઓનો આત્મા પવિત્ર બન્યો. આથી તેમને આ સ્થળ પરત્વે મમત્વ બંધાયું. તેમણે ત્યાં આશ્રમ બાંધવાનો નિશ્ચય કર્યો. તેમના મૃત્યુ બાદ આશ્રમની જ સરહદમાં તેમની સમાધિ ચણવામાં આવી છે અને તેના પર બંગાળીમાં નીચેના શબ્દો કોતરેલા છેઃ—

"તિનિ આમાર પ્રાણેર આરામ
મનેર આનંદ
આત્માર શાંતિ."

મનને આનંદ હશે તો જ આત્માને શાંતિ છે

આ આશ્રમની હદ લગભગ અર્ધો માઇલ લાંબી તથા તેટલી જ પહોળી છે. તેમાં આવેલાં સુંદર ભવનો, નાનાં મોટાં ઝાડપાન, અને સાંજના સમયનો પક્ષીઓનો મધુર કલરવ મનને આનંદ આપે છે. અહીં આવનાર મુસાફરો માટે રહેવાની સગવડ પૈસા લઈને કરી આપવામાં આવે છે. અલાયદા રૂમો પણ વધુ ચાર્જ ભરવાથી મળે છે. મુસાફરો પાસેથી એક વખત જમવાના ૭ આના લેવામાં આવે છે.

કળા વિભાગમાં માટીનાં, ઘાસનાં છાપરાંવાળાં ઝૂંપડાં આવેલાં છે. આની ભીંતોમાં પણ બંગાળના મશહૂર ચિત્રકાર નંદબાબુના હાથ નીચે, એકાંતમાં, શાંતવાતાવરણમાં તાલીમ લઇ રહેલાં કલાકારોએ પોતાની કલા પ્રદર્શિત કરી છે.

આશ્રમના ચોગાનની મધ્યમાં પુસ્તકાલય આવેલું છે. તેમાં હિંદુસ્તાનની લગભગ દરેક ભાષાનાં વર્તમાનપત્રો આવે છે અને આશરે ૮૦ હજાર જેટલાં પુસ્તકો તેમાં છે અને દરવર્ષે તેમાં વધારો થાય છે. જૂનાં પુસ્તકોમાંથી નવી નવી શોધખોળ કરતા સાક્ષરો અહીં આપણને જોવા મળે છે.

અહીં ખુલ્લા મેદાનમાં, પક્ષીઓના મધુર કલરવ વચ્ચે, ઘટાદાર ઝાડ નીચે, તેની છાયામાં અધ્યાપકો વિદ્યાર્થીઓને વિદ્યાદાન કરે છે. અધ્યાપકો પણ ટેબલ કે ખુરશી પર ન બેસતાં જમીન પર સીમેંટના બનાવેલા સિંહાસન જેવા આકારના એકાદ આસન પર બેસે

છે. સામે ગોળાકારમાં સિમેંટની પાટલીઓ પર વિદ્યાર્થીનીઓ તથા વિદ્યાર્થીઓ બેસે છે. અહીં સહશિક્ષણ [કો-એજ્યુકેશન] આપવામાં આવે છે. ભણવાનો સમય સવારે ૬॥ થી ૧૦॥ અને બપોરે ૨॥ થી ૬॥ નો છે.

અહીં દેશ દેશના વિદ્યાર્થીઓ આવે છે. જેઓમાં મુખ્યત્વે ચીના, જાપાની, અમેરીકન, બર્મી, સિલોન, મદ્રાસી, બંગાળી, પરબિયા અને ગુજરાતી હોય છે.

આ આશ્રમની ખરી કીંમત તો ત્યારે સમજાય છે કે જ્યારે દૂર દૂરથી હિન્દ જોવા આવનાર પરદેશી પ્રવાસી પણ કવિવર ટાગોરની મુલાકાતે આવે છે. દુનિયાના કેટલાક મહાન પુરૂષો પણ અહીં આવે છે ત્યારે અત્રે ભણતા વિદ્યાર્થીઓને શ્રેષ્ઠ જ્ઞાન દાન દે છે. આથી આ સંસ્થા તો આખી દુનિયા સાથે સંકળાયેલી હોય એમ લાગે છે. અને આ આશ્રમનો વિદ્યાર્થી જ્યારે સ્નાતક થઇને બહાર જાય છે ત્યારે તેના તરફ દરેક માનવી નજરે જુએ છે.

ટાગોરને વિદ્યાર્થીઓ ગુરુદેવને નામે સંબોધે છે. તેઓ વૃદ્ધાવસ્થાને કારણે હાલમાં ભણાવવા કરવાની પદ્ધતિમાં સક્રિય ભાગ લેતા નથી; પણ દરેક નવા વિદ્યાર્થીને દાખલ થાય ત્યારે પાંચ મિનિટ મુલાકાત આપે છે. અહીં ઉજવાતા ઉત્સવો વસંતોત્સવ શારદોત્સવ, ગ્રીષ્મોત્સવ, પૂજાઉત્સવ વગેરે સમયે ગુરૂદેવ અચૂક હાજર રહે છે. મહેમાનોને પણ તેઓ, સારી તંદુરસ્તીમાં પાંચ મિનિટ મુલાકાત આપે છે.

ગુરુદેવ આશ્રમની બહાર સામેના ચોગાનમાં ઉત્તરાયણ બંગલામાં રહે છે. પાસે જ સ્વ એન્ડ્રુઝની બંગલી છે. તેની પાછળ પૂ. મહાત્માજી માટે પણ કુટિર બાંધેલી છે. એકાદ વર્ષ પર ગાંધીજી ત્યાં જ ઉતરેલા.

ગુરુદેવે આશ્રમની સ્થાપના કરી લેવામાં કાવપત્ની વિદ્યાર્થીઓ માટે પોતાને હાથે રસોઇ બનાવતાં હતાં; પણ આ વધુ સમય ન નભ્યું. તરત જ તેઓ બીમાર પડયાં. આ બીમારીમાં કવિએ નર્સો વગેરે પાસેથી ભાડૂતી સારવાર ન કરાવતાં પ્રેમથી જાતે જ સારવાર કરી હતી. ભાગ્યવતી મૃણાલિની દેવી ભરયૌવનમાં, ૨૯ વર્ષની ઉંમરે, કવિને અગાધ દુઃખમાં મૂકી દઇ, ૨૩ મી નવેમ્બર, ૧૯૦૨ માં ગુજરી ગયાં. તે આખી રાત કવિશ્રીએ અપાર વેદનામાં, અગાશીમાં ઊભા રહી કાઢેલી. આ દુઃખ એટલું બધું હૃદયવેધક હતું કે એક આંસુ પણ તેઓ નહિ કાઢી શકેલા.

તેમના પિતા મહર્ષિ દેવેન્દ્રનાથ તે વખતે હયાત હતા. તેમણે કહેલું કે "રવિને માટે મને કાંઈ દુઃખ નથી. તે તો લેખન વ્યવસાયમાં પોતાનું દુઃખ ભૂલી જશે. પણ છોકરાંઓનું શું!" ત્યારપછી કવિ આશ્રમમાં અને લેખન કાર્યમાં મંડયા રહ્યા છે.

શાંતિનિકેતન એ શિક્ષણની સંસ્થા છે. જ્યારે કવિવરના હસ્તક ચાલતી બીજી જોવા જેવી સંસ્થા તે શ્રીનિકેતન. શ્રીનિકેતન ગાંધીજીના ગ્રામોદ્ધારના સિદ્ધાંત પર રચાયલી સંસ્થા છે. આના આચાર્ય કવિ રવીન્દ્રનાથ છે. તેનો હેતુ ખેતીવાડી તથા કારખાનાંનો વિકાસ કરવાનો છે.

થોડાં વર્ષો પહેલાં એક અંગ્રેજ અહીંની મુલાકાતે આવેલા. તેમને આ સંસ્થા અને ગુરુદેવ પ્રત્યે ખૂબ માન હતું. તેમણે પોતાનાથી ૨૦ વર્ષ મોટી એવી એક બુઢ્ઢી અમેરિકન કરોડપતિ બાઈ સાથે લગ્ન કર્યું. થોડા વર્ષ પછી આ બાઇ મરણ પામી અને તેનો બધો પૈસો આજે મૂકી દરવર્ષે રૂા. ૪૫,૦૦૦ ની નિયમિત મદદ આ સંસ્થાને કરવામાં આવે છે.

અહીં નીચેના ઉદ્યોગોને સ્થાન છે.

(૧) ચામડાનાં સાદાં તથા ફેન્સી પાકીટો.

(૨) કલાકારોને હાથે જુદી જુદી ડીઝાઇનો તથા સુન્દર સુશોભિત આકારનું માટીકામ.

(૩) કાપડ. અહિંયાના કારખાનામાં તૈયાર થતું ખાદીનું કામ, સાડીઓ ધોતિયાં વગેરે.

ઉપરાંત અહીં દૂધની ડેરી પણ છે. શાંતિનિકેતનમાં આ દૂધ વપરાય છે. ગાયોની તંદુરસ્તી તથા ઓલાદ સારી કેમ થાય તેની ખાસ કાળજી અને ખંત રખાય છે.

એક સારી હૉસ્પિટલ પણ અહીં છે. આશ્રમમાં જે માંદા થાય છે તેમની અહીં જ સારવાર કરવામાં આવે છે. નિષ્ણાત ડૉકટરો અહીં સેવાભાવે કામ કરતા હોવાથી કલકત્તાના દરદીઓ પણ કેટલીકવાર અહીં આવે છે.



## કલકત્તામાં

કલકત્તામાં વાહનો અનેક છે પણ એક નવું વાહન જોવા મળ્યું તે છે રિક્ષા. આમાં માણસ ઘોડાનું સ્થાન લે છે, અને એ ત્રણ માણસોને ખેંચે છે, આ રિક્ષા સસ્તી છે એટલે ઘણા માણસો તેમાં બેસવાનું પસંદ કરે છે,

રાત્રે હું અને નવા ત્રણ મિત્રો દુર્ગાપૂજા જોવા નીકળ્યા તેમણે હમેશ મુજબ આજે પણ રિક્ષામાં જ બેસી જવું એવા ખ્યાલથી રિક્ષાવાળા જોડે ભાડું ઠરાવ્યું, તેઓ તો બેસવા જતા હતા ત્યાં મેં સાફ શબ્દોમાં કહ્યું કે, હું એમાં નથી બેસવાનો, માણસ માણસને ખેંચે એ કેમ ચલાવી લેવાય ?' ત્યાં એક ભાઇ બોલ્યા " અમે તેને રોજી આપીએ છીએ ને ! નહિ તો એ બિચારા ધંધો પણ શું કરે ? તમે તો તેમનો ધંધો અટકાવી દેશો, ચાલો આ ી જાઓ." પણ હું મક્કમ રહ્યો, આથી તેમનાથી પણ ન બેસાયું, હું હતો તેમનો મહેમાન એટલે તેમણે મારૂં માનતો રાખવું જ જોઈએ ને ?

પૈસાવાળા એમ માનતા હોય છે કે અમે તો તેમને રોજી આપી જિવાડીએ છીએ, હું કહું છું કે માણસ જેવા માણસને આમ ભારવાહી પશુ થવું પડે એ કેટલું ભયંકર છે, સ્વમાની માણસ

કદી આ પસંદ નહિ કરે. વિરોધ તરીકે પણ સમજુ માણસોએ આવી રિક્ષાઓનો ત્યાગ કરવો જોઇએ. જે માણસોની પૈસા ખર્ચવાની શકિત છે તેઓ તો કદી માણસોને ઘોડાની જગ્યાએ ન જ જોડી શકે. આ એક હિન્દનું મોટામાં મોટું કલંક છે. આખી સમાજ રચના જ્યારે ફરશે, પલટો લેશે ત્યારે આવાં કેટલાંયે કલંકો ઝટ દૂર કરી શકાશે.

દુર્ગાપૂજા વખતે જેવી ભીડ કલકત્તામાં જોઇ છે તેવી ભીડ ક્યાંય નથી જોઇ. જમીનદારો પોતાના મકાનમાં દેવીની સ્થાપના કરે છે અને ભારે ધામધૂમથી મુસલમાનો જેમ તાબૂતને ઠુડાડે છે તેમ તેઓ દેવીને ગંગામાં પધરાવે છે. આવી તો સેંકડો દેવીઓનાં સરઘસ રાત્રે નીકળે છે અને જમીનદારો ભારે ઉત્સાહથી સરઘસમાં નાચતા નાચતા, મોં મલકાવતા ખુશ મિજાજમાં પસાર થાય છે. આ વખતે ટ્રામો, મોટરો, ગાડીઓ રિક્ષાઓ બધાં જ અટકી જાય છે. અને લાંબી બબ્બે માઇલની હાર ઊભી હોય છે. લોકોનો સમુદાય એક બીજાને ધક્કા મારતો, ભીડમાંથી માર્ગ કાઢવા યત્ન કરતો જોવા મળે છે. જ્યારે ચાલવાની છૂટ મળે છે ત્યારે એવા ધક્કા આવતા હોય છે કે જો કોઇ સ્થિર થઇ જાય અને ચાલવાની અનુકૂળ દિશા તરફ ફરી જાય તો બે ત્રણ માઇલ સુધી આ ધક્કા ગમે તેને મોકલી આપી શકે. બંગાળામાં ધર્મનું કેવું ઝનૂન છે તે આ પ્રસંગે જોવા મળ્યું.

જૈનોનો વરઘોડો કારતક સુદ પૂર્ણિમાએ નીકળે છે ત્યારે પણ ખૂબ મોટી ધામધૂમ થાય છે. તે વખતે ટ્રામના તાર કાપી નાખવામાં આવે છે. આ બદલ ટ્રામવે કંપનીને રૂ. ૨૫૦૦ આપવા પડે છે.

જૈનોનું મોટું મંદિર કલકત્તામાં જોવા જેવું છે. ચાંદની રાતે તેનો ઝળહળતો પ્રકાશ અદ્‌ભુત લાગે છે. તાજ અને સુવર્ણમંદિર પછી તેનો પણ જોવા જેવી વસ્તુની ગણતરીમાં નંબર આવે ખરો.

કલકત્તા શહેર ઘણું મોટું છે. તેના અમુક લત્તા અને દુકાનોનો ઠાઠ ભારે છે; પણ દસ માઇલ દૂર જે લોકો વસે છે તેમનાં ઝૂંપડાં જોયાં હોય તો આપણને લાગે કે આમ કેમ ? આટલી બધી અસમાનતા છે ? એકનું મકાન એટલું મોટું કે તેમાં કોઇ રહેનાર નથી જ્યારે બીજાને ત્યાં સુવાની પણ પૂરતી જગ્યા નથી. અરે ! દસ માઇલ શા માટે ? કલકત્તામાં એક ગલીમાં અમે ગયા. અમારે એક બંગાળી સજ્જનને ત્યાં જવું હતું. આ ગલી એટલી બધી ગંદી અને સાંકડી હતી કે નાક દાબવું પડે અને માથું કહ્યું ન કરે. આની પાસે જ રાજમાર્ગ અને ઠાઠવાળી દુકાનો. ટ્રામ, મોટર, વગેરેની અવરજવર. અમે જેમ તેમ આ ગલીમાં ગયા, અને તે ભાઇના ઘરમાં પ્રવેશ કર્યો. આ ભાઇએ બંગાળની ખાસ મિઠાઇ રસગુલ્લાંથી અમારૂં સ્વાગત કર્યું. ગંદી ગલી અને રસ્તાની ચીડ પછી અસ્વસ્થ બનેલું મગજ ગુલાબજાંબુ ખાઇ કંઇક ઠેકાણે આવી ગયું. પાસે જ સતાર ટાંગેલી હતી. ૬૦ વર્ષના વૃધ્ધે મારી વિનંતી પછી સતાર સંભળાવી. અને સંગીતે તો મનને આનંદિત કરી નાખ્યું.

બંગાળીઓ વિજ્ઞાન અને સાહિત્યમાં આગળ વધેલી પ્રજા છે. પણ તેમનો પોતાનો ખાસ કોઇ ધંધો નથી. પ્રજાનો મોટો ભાગ કારકૂનો જ છે. બંગાળમાં ખાસ કરીને ગુજરાતી અને મારવાડીઓએ ધંધામાં અડ્ડા જમાવેલા છે. રસોઇયા તો ગઢવાલના બ્રાહ્મણો છે. ડરાઇવરો મોટે ભાગે બધા જ શીખો છે. કૂલીઓ બધા ઓરિસ્સાના છે. આમ બંગાળના લોકો સાહસિક છે છતાં તેમનો પોતાનો ખાસ

કોઇ ધંધો નથી. મોટી મોટી ઓફીસોમાં ભણેલાઓ કારકૂનો કે કોક મેનેજરો છે. બાકી ધંધામાં બંગાળીઓ ઘણા જ પછાત છે. મોટે ભાગે જમીનદારો છે તે તો ખાઇ પીને લહેર જ કરતા હોય છે.

કલકતા ઘણું મોટું છે. અહીં ટ્રામમાં આખો દિવસ ફરવાની ટિકિટો મળે છે. ઉપર ઉપરથી જો ઝટ કલકત્તામાં ફરી વળવું હોય તો ટ્રામનો દરેક છેડો જોઈ લેવો.

## * કાળીના મંદિરમા

કલકત્તા હુગલીના (ગંગા) કિનારા પર આવેલું છે. અહીં જે મોટો પુલ છે તે પુલ હોડીઓ પર બનાવેલો છે. આ પુલ વારંવાર ઉપાડી લેવામાં આવે છે પાણી પર હોડીઓને આધારે જ ટકી રહેલો આ પુલ જોવા જેવો છે.

કલકતામાં હજી પ આ સુધારાવાળા જમાનામાં પણ પશુવધ થાય છે એમ જ્યારે મેં સાંભળ્યું ત્યારે આ હકીકત સત્ય હોવા વિષે મને શંકા આવી. જેમને ત્યાં હું ઉતર્યો હતો તે લોકોને મેં કહ્યું કે મારી સાથે કોઇ આવશો કે ? તો કહે, "કલકતામાં ગમે ત્યાં તમારા ભોમિયા તરીકે આવીએ પણ આ મંદિરમાં તો નહિ જ." એટલે મારે એકલાને જ જવું પડયું. ન મનાય એવી વાતો જ્યારે પ્રત્યક્ષ જોવા મળે ત્યારે તો જવું જ જોઇએ. દશેરાનો તહેવાર હોવાથી આજે રસ્તામાં, મોટરોમાં, ટ્રામોમાં માણસો ચિકાર હતાં. મને અમ્તણ્યાને આથી શોધખોળની બહુ પંચાતમાં પડવાનું ન રહ્યું. બધા જે રસ્તે જાય તે રસ્તે જવાથી આજે તો વગર પૂછયે કાળીમાના મંદિરમાં જવું સુલભ બની ગયું હતું.

મંદિરમાં પેસતાં પહેલાં શરૂઆતમાં સેંકડો ભિખારીઓ ભીખ માગતા બેઠા હતા. પછી હારબંધ બ્રાહ્મણો ગીતાપાઠનું પારાયણ કરી રહ્યા હતા. દરવાજે પોલીસોનો પહેરો પણ હતો. અજ્ઞાની, મૂર્ખ અંધભક્ત લોકોની હાજરી વિશેષ હતી. કેટલાકના હાથમાં બકરીને ગળે વીંટાળેલી દોરી હતી. અહીં બકરાઓનો આર્તનાદ સંભળાતો હતો. બે લાકડાના હૈયા ઊભા કર્યાં હતા.

તેમાં બે કાણાં હતાં. તેમાં બકરાનાં ઓચ્યાં ઝાલી તેના ઉપર લોખંડનો સળીઓ મુકવામાં આવતો હતો. કુમળાં બકરીનાં બચ્ચાં ચીસેચીસ પાડી ઊઠતાં હતાં. આજ એ ક્ષણ પછી તેઓ આ દુનિયામાં રહેવાનાં નથી, અને આ મૃત્યુદંડ ઇશ્વરે ફરમાવેલો નથી હોતો. જો ઇશ્વર એવી સજા કરે છે એમ આપણે માનીએ તો મને લાગે છે કે આપણો ઇશ્વર વિષેનો ખ્યાલ ખોટો છે, સમજ ઊંધી છે અને તે બદલવો જોઇએ.

આમ હું વિચારી રહ્યો હતો ત્યાં તો મંદિરનો પૂજારી હાથમાં મોટો છરો લઇને ઊભેલો જોયો. બે ત્રણ સ્ત્રીઓ પથ્થર પર છરાની ધાર ઘસી રહી હતી. આજે સેંકડો બકરાંની કતલ થવાની હતી એટલે છરા વધુ તેજદાર અને ઘણા જોઇએ. આ દૃશ્ય જોવું એ મારા જેવા અહિંસામાં માનવાવાળા માટે ભયંકર હતું. બે જ મિનિટમાં મનુષ્ય કુમળા બકરીના દેહને હતો ન હતો કરી નાંખતો. સિનેમાના શોખીનો ટિકિટ લેવા જેમ હારબંધ ઊભા રહે છે તેમ અહીં કેટલાયે માનવો બિચારા બકરીના બચ્ચાને જબ્બે કરવા હારમાં ઊભા રહ્યા હતા, આવાં મૂગા પ્રાણીઓ ઇશ્વરમાં માનતાં

---

* સાહિત્ય પરિચય ભાગ બીજામાં અંગ્રેજી બીજા ધોરણ માટે આ લેખ લેવાયો છે

હશે કે માનવો જ આ કાર્યને ઇશ્વરને નામે ચઢાવી દેતા હશે? ભોગ જો આપવો જ હોય તો પારકાનો શા માટે? પારકાને ભોગે દેવીને પ્રસન્ન કરવી? દેવી તો કાંઇ પ્રસન્ન નથી થતી, એમ માનનાર ધર્મ ન કરતાં અધર્મ આચરે છે. બીજાના દુઃખને સારી હાલતમાંય ન ફેડી શકનારા આપણે નિર્બળ માનવીઓ છીએ. આપણે કોઇનાં દુઃખ મિટાવવા કદી પ્રયત્ન કર્યો છે? જ્યારે મૂંગા પ્રાણી પાસે આપણે કેવળ આપણી મૂર્ખાઇમાં કેટલી બધી માંગણી કરી ક્રૂરતા આચરીએ છીએ? બીજાના દુઃખે દુખી થવું, પારકા માટે ઘસાવું એ તત્ત્વજ્ઞાનમાં માનવાવાળા કેમ હજી આ પાખંડ નભાવી રહ્યા છે? આ પ્રાણીઓએ આપણું કાંઇ બગાડયું છે? તેઓ તો સદા માનવજાતિના લાભ માટે જ જીવે છે.

આજે તો આખા જગતમાં બળિયાના બે ભાગ એ જ નીતિ ચાલી રહી છે, ત્યાં શી રીતે આ અટકે? મનમાં થતું, શું આ ધર્મ છે? કોઇ પણ કેળવાયેલને આ ન ગમતું ઘણા ચાથી વિરુદ્ધ છે એમ મને લાગ્યું. પણ ચમત્કાર વગર કોણ નમે?

આવે સ્થળે તો લાખો જુવાનોનાં જૂથના જૂથ ભેગા મળી જાય, મંદિરને તાળું મારી દે, પૂજારીને અને બકરીના બચ્ચાઓને ઊંચકી ભાગી જાય, છરા ફેંકી દે તો કેવું? બિહારમાં ધરતીકંપ થયો ત્યાં જ વળી પૂર આવ્યું, કવેટામાં ધરતીકંપ થયો, કંઇ મકાનો અને ઇમારતો ભસ્મીભૂત થઇ ગયાં તો આ મંદિર થાય તો? વાચન, વિચાર કે ચિંતનથી જો સમજણ ન આવે તો બળથી પણ કામ લેવાવું જોઇએ. આ તો ભયંકર બદી છે.

હું આ જોતા જોતાં મારા મનમાં ઝપાટાબંધ વિચાર હેલે ચઢયો હતો ત્યાં તો એક નાનકડું શ્વેત બકરીનું બાળ આવ્યું.

તેને પગનું ખવડાવ્યું, ફૂલ ચઢાવ્યું અને ગળાની વચ્ચે સળિયો ગોઠવ્યો. ડોકું અને આખા શરીરનો દેખાવ કેવો ભયગ્રસ્ત અને દયાજનક લાગતો હતો. શરૂઆતની તેની ચીસો અને તેનું રુદન જ્યારે માથાપર સળિયો પડયો ત્યારે માણસને જેમ ફાંસીને માંચડે લટકાવે છે ત્યારે તે શૂન્યમનસ્ક બની જાય છે તેમ આ પણ સ્તબ્ધ બની ગયું. દરેક વધે ઢોલ પિટાતું, અને કતલ કરનારનો જમણો હાથ ઊંચો થતો. એ દૃશ્ય મેં જોયું ત્યારે મારા માથામાં જાણે કોઇ હથોડા મારતું ન હોય એવો આભાસ થયો. ત્યાં જ ડોકું અને ધડ એ સામસામી દિશામાં પડયાં. ધડમાંથી લોહીની ધારા છૂટતી હતી, છતાં તે કાંઇક હાલ્યા કરતું હતું. આખું લોહીનું ખાબકું ભરાયું અને તે સ્હેજ હલન કરી બીજી જ ક્ષણમાં નિશ્ચેષ્ટ બની ગયું. આ લોહીના ધોધમાં લોકો હાથ બોળતા અને કપાળે લગાવતા. એક બાઇ તો કપડાંને જેમ પાણીમાં ધોયા પછી નિતારે છે તેમ પોતાનો રૂમાલ આ રક્તધારામાં બોળી રહી હતી.

આ જમાનામાં મોટા દેશનેતાના હસ્તાક્ષરોનો સંગ્રહ કરવામાં આવે છે. ભાવિક લોકો દૂર દૂરથી ગંગાજળ લઇ જાય છે. મુશ્કેલીઓ અને અનેક કષ્ટો વેઠીને પણ વૃદ્ધ સ્ત્રીઓ અમરનાથની ભક્તિની ઇચ્છાથી હિમાલય જેવો પહાડ ચઢે છે. વૃંદાવનમાંથી કૃષ્ણ જે સ્થળે રમેલા તે સ્થળની ધૂળ (રજ) આજે પણ લોકો પ્રેમથી મોંઘે દામે ખરીદે છે અને તેનો સંગ્રહ બરાબર જતનથી કરે છે. ગૌતમ બુદ્ધ કે મહાવીરના કેશ આજે પણ જોવા મળે છે. તેમ આ વૃદ્ધ સ્ત્રી આ રૂમાલને રુધિરમાં રગદોળી દશેરાના પૂજા–પર્વના બલિદાનની પ્રસાદી તરીકે સંગ્રહી રાખશે. બીજાના બલિદાનમાં રાચનાર અને સંતોષ માનનાર લોક રાક્ષસ કરતાંય નપાવટ છે અને એ દેવી? આવા પ્રસંગો જ્યારે જ્યારે મેં જોયા છે ત્યારે ત્યારે

મને પ્રશ્નો થયા છે કે આ દુનિયામાં ઇશ્વર જેવું કોઈ હશે? જો હોય તો તે કરુણાસાગરને આ ગમતું હશે? ગમતું હોય તો તે અનાથનાથ કહેવાય? તો પછી તે સર્વેશ્વર આ બંધ કેમ નહિ કરતો હોય?

બકરીને વધસ્તંભ પર ચઢાવતાં પહેલાં માનવી તેને ગંગાજળ છાંટે છે. ગંગાજળથી દરેક પવિત્ર થાય છે શું? તો પછી ગંગાજળ છાંટનાર કેમ હિંસા કરી શકે છે? આ બધાં ધતિંગો ચલાવનાર ધર્મગુરુનું શું?

કેટલાય જુવાનો એક ઘા અને બે ટુકડા થતા બકરીના દેહને જોઈ હાથની અરેરાટી નાખતા હતા. ધર્મની અંધશ્રદ્ધા જ તેમને આ જોઈ શકવાની, જોઇને તે નભાવી લેવાની ધીરજ આપતી હતી. મારું તો મગજ આ જોયા પછી કહ્યું જ કરતું ન હતું. હું તો મગજ ગુમાવી બેઠો. મારી એકવાર તો ઇચ્છા થઈ ગઈ કે છરો ફેંકી દઉં અને બૂમ પાડી પોકારી પોકારીને કહું કે એ સચ્ચા ધર્મ નહિ છે, એ તો બડા ભારી અધર્મ હૈ. અહીં બોલવાની સખ્ત મનાઈ હતી. મારી ભાષા જુદી હતી. હું અજાણ્યો અને એકલો હતો. હવે તો એક પળ પણ આ સહન કરાતું ન હતું. હું ઝટ કેનીંગ સ્ટ્રીટની ટ્રામ માટે દોડ્યો.

અહીં ધર્મને નામે કેવું ધતિંગ ચાલે છે તે જો જોયું હોય તો તે હૃદયને કંપાવી મૂકશે, મગજને ડોલાવી મુકશે, બુદ્ધિને કુંઠિત કરી દેશે.



# મસુરી

પહેલીવાર હરદ્વાર આવ્યો ત્યારે અમરનાથનો પહાડ જોયો હતો અટલે મસુરી જવાની બહુ ઈચ્છા ન હતી. પણ બીજીવાર ૧૯૪૫માં સહકુટુંબ હરદ્વાર મે મહિનામાં હતો ત્યારે આ વખતે મસુરી જરૂર જવું એમ નક્કી કરી રાખ્યું હતું. સહકુટુંબ અમે પુરાણો આબુનો પહાડ ૫૦૦૦ ફીટની ઊંચાઇનો માપ્યો હતો. મસુરી તો ૭૫૦૦ ફીટ દરિયાની સપાટીથી થાય એટલે તે બધા સાથે જઇ આવવું આનંદજનક હતું. વળી મને દરિયાની સપાટીથી કયો પહાડ કેટલો ઊંચો છે તે જાણવાની રસિકતા રહેતી. જેમ શેરબરના રસિયાને ફિકર્ડનો ભાવ શું બંધ રહ્યો એનો જેટલો રસ હોય છે તેટલો જ રસ પર્વતના પ્રદેશના સહેલાણીને દરિયાની સપાટીથી ડુંગર કેટલો ઊંચો છે તેને વિષેની ખાત્રી થતાં આનંદ થાય છે. લોનાવલા ૨૦૦૦ ફીટ, માથેરાન ૨૫૦૦ ફીટ, પંચગીની ૪૩૦૦ ફીટ, મરી ૭૦૦૦ ફીટ, મહાબળેશ્વર ૪૫૦૦ ફીટ એમ જોએલા પહાડોની ઊંચાઇની ગણતરીનો ખ્યાલ કરવાની મઝા રહે છે. જો ૨૦૦૦ ફીટ ઊંચું લોનાવલા મુંબઇ કરતાં બધાયને સારૂં લાગે તો અમરનાથની ૧૬૦૦૦ ફીટની મારી મુસાફરી કેવી અલૌકિક બની હશે. આજે તો હું તે

યાદ કરીને મેં એટલી ઊંચાઈ જોઇ છે એથીજ રાચું છું બાકી જવાનું જો એટલે ઊંચે ફરી ક્યારે ય થાય તો મારું તો દિલ નાચી ઊઠવાનું છે. એટલે એટલે બધે ઊંચે ન જવાય તો કાંઇ નહિ પણ ૭૫૦૦ ફીટ મસુરીનો પહાડ પણ જો જોવાય તોય ન્હાયા એટલું પુણ્ય. જેટલી શીતળ અને પ્રાણદાયી હવા ફેફસામાં ભરાય એટલી ખરી. એટલે એક સવારે હરદ્વારથી દહેરાદૂન જવા ટ્રેનમાં બેઠા.

ચાલતી ટ્રેનમાંથી ઝાડનાં ઝુંડનાં ઝુંડ પુષ્કળ જોવાં મળ્યાં. આ બધા ઝાડો આંબા, કેળ, સાગ, મરી, અમલતોર અને શાલનાં હતાં. અને દોડતી ટ્રેનમાંથી ગિરીપ્રદેશનું રળીઆમણું દૃશ્ય આલ્હાદજનક લાગતું. પેશાવર પછી જમરૂદ છેલ્લુ રેલ્વે સ્ટેશન, લાહોર પછી જમ્મુ છેલ્લું રેલ્વે સ્ટેશન. અહીં હરદ્વારથી આગળ દહેરાદૂન છેલ્લું સ્ટેશન. આમ ઉત્તર હિન્દમાં ગિરિમાળાઓ જે ઠેરઠેર પથરાયલી પડી છે તે પોતાનું સામ્રાજ્ય બતાવી રેલ માર્ગને રોકી દે છે. દહેરાદૂનથી અરાઢ માઇલે પર મસુરી આવેલું છે. જે ઊંચું વસ્યું હોઇ દેવોની નગરી જેવું રમણીય લાગે છે. જાણે ચકમકના પત્થરો છૂટાં છૂટાં ઠેર ઠેર ગમે તેમ પડેલાં હોય એવું દૂરથી છે. રાત્રે રોશનીથી સુન્દર લાગે છે. પણ એથીય સુન્દર તો મસુરીનું દૃશ્ય રાતના લાગે છે. તારાજડિત આકાશ માથે પથરાયલું હોય છે અને અહીં નીચે ચોપાસનાં ઉંચા નીચા મકાનોની ઝગઝગતી બત્તીઓ રાતે તારા નીચે ટાંગ્યા હોય એવી તારા નગરી જેવી ભાસે છે.

મસુરી પહોંચ્યા પછી જ્યાં મોટર ઉભી રહે છે ત્યાંથી ચઢીને એક માઇલ જેટલો ઊંચો રસ્તો કાપવાનો હોય છે. અહીં પાછી કલકત્તા અને રંગુનમાં જોએલી રિક્ષા સામી મળી. ત્રણ બાળકો

હતાં. થોડો સામાન પણ હતો. જે ટોચ પર પહોંચવાનું હતું તે ટોચ દેખાતી હતી. રાજપુરથી મોટરે જે બાર માઇલનો વિકટ પહાડી રસ્તો વટાવ્યો હતો તે બરાબર યાદ રહી જાય એવો છે.. આબુનો પહાડ, મહાબળેશ્વરનો પહાડ ખપોલી પછીનો ખંડાલાનો ઘાટ અને શ્રીનગરનો બનિહાલ પાસનો ઘાટ મોટર ચઢે છે. છતાં આ રસ્તો વધુ ભયજનક લાગ્યો, સંભવ છે કે હું બીજા ચાર મારા સ્વજન જોડે હતો તેથી હશે શું? પણ સ્મૃતિ કહે છે ટૂંકી મુસાફરીના હિસાબે મસુરીનો પહાડ વિકટ હતો. અને મને સાંભરે છે કે ડ્રાઇવર પર ખૂશ બની મેં ડ્રાઇવરને મસુરીમાં તેની આવડતની કદરરૂપે ચા પાણીમાં નોતર્યો હતો, એટલે અહીં અમે મુંઝવણ અનુભવી. હું રિક્ષામાં બેસવા તૈયાર નહોતો, મારી પત્ની પણ વટમાં મારી જેમ ન બેઠી. અને આથી અમે રિક્ષા તો કરી પણ ત્રણ બાળકો બેઠાં અને સામાન મૂક્યો. અમે ચઢતા ચઢતા ઊંચે આવી પહોંચ્યા. રિક્ષાવાળા અમને બજારમાં લાવ્યા.

અહીં આવી ક્યાં વસવું એ પ્રશ્ન ભારે હતો. આ પ્રદેશમાં એ દિવસોમાં અંગ્રેજો વધુ વસતા. અને અહીંનો વૈભવ ઠાઠ બધો બાદશાહી, સિનેમામાં અંગ્રેજી પિક્ચરો આવે, રાતે નાચગૃહો પણ ખરાજ. હૉટલો પણ અંગ્રેજી ઢબની વિશેષ. બજાર પણ લાંબુ વાંકુંચૂંકું પથરાયલું. જો હોટલમાં રહેવા જઇએ તો તો રોજ ત્રીસ ચાલીસ રૂપિયા લઇ પાડે. એટલે ઉતરવાના સ્થાનની શોધ કરવા હું નીકળ્યો. બાજુમાં લેન્ડોર બજારમાં એક મંદિરમાં બધાંને સામાન સાથે મૂકી હું જગાની શોધમાં ઉપડ્યો. અહીં આર્યસમાજની ધર્મશાળા છે. સનાતનીઓનું મંદિર છે તેમાં પણ ઉતરવાની સગવડ હોય છે. તેવા રીતે શિખોનાં ગુરૂદ્વારામાં પણ ઊતરી શકાય છે.

રોજના બે રૂપિયાના હિસાબે અમે શિખોના ગુરૂદ્વારાનો એક કમરો લીધો. અને જમવા માટે શિખોની લૉજમાં જમવાનું પસંદ કર્યું.

અહીં મે મહિનામાં પણ ચમકતી ઠંડી હતી. અને અમને બધાને સખ્ત શરદી થઇ ગઇ હતી. ત્રણ દિવસે હવા અનુકૂળ બની ત્યાં નાની કિરણ સખ્ત શરદીમાં પટકાઇ. એટલે કેમ્પટીફૉલ કે જે અહીંની ખાસ જોવા જેવી જગા છે, તે અને સહસ્ત્રધારા પણ જોવા ન પામ્યા. આ દેશમાં એટલું બધું જોવાનું પડયું છે કે તે જોવા માટે રસ, સમય અને નિરાંત જોઇએ. મેંય પ્રમાણમાં તો ઠીક જોયું છે. પણ ઘણીવાર એમ થઇ જાય છે કે બસ કુદરતને ધરાઇ ધરાઇને જોવા સમય કાઢી માઇલોના માઇલ ઘૂમી વળું અને જોવા જેવું બધું જ જોઉં.

દિવસે અમે બધા ઓઢીને સુઇ રહેતા. સવારે અને સાંજે લાંબે પટે ૭૫૦૦ ફીટ ઊંચે પથરાયલા બજારમાં ઘુમતા. અને નીચેનો ખીણોનો પ્રદેશ અને વાંકાચૂકા રસ્તા અને નીચે ઊંચે જ્યાં સપાટ પ્રદેશ હોય ત્યાં મકાનો બંધાયલા હતા તે કેવાં રમણિય લાગતા તે જોતા. અહીં તિલક લાયબ્રેરી જોઇને મારૂં મન આ દેશનેતાને સ્મરી તેમની દેશદાઝ અને સ્વરાજ્યનો મહામંત્ર આપેલ તે બધાથી ભક્તિથી ઊભરાઇ ગયું. આટલે દૂર આટલે ઉંચે તેમનુ આવું સ્મારક જોઇ એ મહારાષ્ટ્રી નેતા મહારાષ્ટ્રના જ નહિ પણ સમસ્ત દેશનો કેવો પ્રેમ પામેલા તે સમજાયું.

અહીં કેમલ્સ બેક રોડ જોઇ પહાડોમાં પણ ઊંટ જેવા દેખાવો કેવા આપમેળે ચીતરાયલા દેખાય છે તે જોયું હજી પણ આ દશ્ય મારી નજર સમક્ષ તરે છે.

જ્યારે હું હવે આ હવાથી તંદુરસ્ત બનતો જતો હતો ત્યારે એક વર્ષની કિરણને કારણે મસુરી છોડવું પડયું. ઊતરતાં તો મોટરને ખૂબ સ્વાભાવિક હતું. છતાં બ્રેક પર પગ રાખી તેટલું જ સાચવવાનું હતું. હરદ્વાર આવી ફરી પાછો અમારો ગંગાકાંઠે 'હરકી પાયડી' પર જવાનો ક્રમ શરૂ થયો. હવે તો પહેલાં કરતાં સ્ત્રીઓને નાહવાનો જે ખાસ ઘાટ છે ત્યાં મોટા ઓવારો અને મોટા પગથિયાં બનાવી બહુ સારૂં સગવડભર્યું કામ બનાવ્યું છે. માછલીઓને લોટની ગોળીઓ વાળી ખવડાવી અમે અને બાળકો ગમ્મત કરતા. રાતે પડિયામાં દિવા મૂકી દિવાઓની જે દિપાવલીઓ ઝોલાં ખાતી, ઝબક ઝબક દેખાતી કોક હોલવાતી અને કોક સળગતી ગંગાજીના ઝડપી પ્રવાહમાં દોડી જતી તે જોતા અને અનેરો આનંદ લેતા.

હરદ્વાર છોડતી વખતે ગુલાબના ફુલનો ગુલકંદ બનાવવાનું મોડું મોડું સૂઝયું. અહીં ગુલાબનાં ફુલો પુષ્કળ સસ્તાં મળે છે. આ બાજુના પહાડી લોકો અજબ વનસ્પતિઓ શોધી લાવે છે જે રોગોમાં જડીબુટ્ટી જેવું કામ આપે છે. તેથીજ અહીં દવાખાનાંઓ પણ ઘણાં છે. શ્રીમંતો ધર્માર્થ ઔષધાલયો ઘણાં ચલાવે છે. શિલાજીત બ્રાહ્મી અને ભાંગ પણ અહીંના ખાસ વખણાય છે.

જતાં જતાં ફરી સપ્તધારા, ભીમગોડા, ગુરૂકુળ કાંગડી, બિરલાજીનું વેદમંદિર, કનખલ બધે ઘુમી આવ્યા. આયુર્વેદમાં રસ ધરાવતા જૂવાનો માટે હરદ્વાર એ બહુ સારૂં શિક્ષણ અને સંસ્કૃતિના ઉચ્ચ અભ્યાસ માટે પ્રસિદ્ધ તીર્થ છે. અને વિદ્વાન અધ્યાપકો ગુરૂકુળ કાંગડીમાં વસે છે. મુ. શ્રી. રવિશંકર મહારાજના પુત્ર પંડિતજી વૈદક અહીંજ ભણેલા છે. જે ઓચાસણુ રહી ગરીબોની સેવા વિનામુલ્યે કરે છે.

## મુંબઇથી મહાબળેશ્વર

ઉનાળામાં મુંબઇવાસીઓ આરામ, શાંતિ અને ઠંડક માટે મહાબળેશ્વરની પસંદગી કરે છે. મહાબળેશ્વર નામ જ એવું છે કે ત્રણ શબ્દો ભેગા આમ થઇ ગયા છે. મહા+બળ+ઇશ્વર. અને નામ પ્રમાણે ત્યાં રહી આવનારને ઇશ્વર બેત્રણ માસમાં તો શકિત અને બળ આપી નવપલ્લવિત કરી મૂકે છે.

મુંબઇથી મોટર માર્ગે જતાં ખપોલી પછી કુદરતનું એક પગલું ૨૦૦૦ ફીટનું ઊંચકાય છે. મોટર આ માર્ગે જ્યારે જાય છે ત્યારે લાગે છે કે ગાડીની મુસાફરીમાં આવવા કરતાં મોટર માર્ગે આવવાની મઝા પડે છે. અને ખંડાલા પછી બધો ચઢાણ વગરનો રસ્તો આવે છે. કેટલોક રસ્તો ખરાબ છે બાકી તો મોટર મઝાની સરકતી હોય એમ ચાલી જાય છે. વચમાં લોનાવાલા આવે છે. ખંડાલા અને લોનાવલામાં પણ ઘણા હવા ખાવા આવે છે. ખંડાલા એકાંતક લાગે છે. જ્યારે લોનાવલામાં ઉનાળામાં ભરી ભરી વસ્તી લાગે છે. લોનાવલામાં ત્રણ ચાર સૅનિટોરિઅમો પણ છે. અને સ્વામી કુવલ્યા-નંદનું કૈવલ્યધામ પણ છે જ્યાં આસનો અને

પ્રાણાયામદ્વારા દર્દીઓને સાજા કરવામાં આવે છે. બાલભાનુના કિરણો વહેલી સવારથી જ દર્દીઓની રૂમમાં પ્રવેશે એ જાતની રૂમો બહુ છુટી જગામાં બાંધવામાં આવી છે. સર ચીનુભાઇએ અહીં ઘણાં પુસ્તકો આપી અહીંની લાયબ્રેરીને સમૃદ્ધ બનાવી છે. અહીંના વ્યવસ્થાપકો અને બધા જ ખૂબ વિવેકી, વિનયી અને માયાળુ છે. દુઃખ તો એ થાય છે કે આવું સુંદર આ સ્થળ છતાં પ્રચારના અભાવે કે લોકોની કસરત કરવાની આળસને કારણે આ સ્થળનો લાભ બહુ ઓછા દર્દીઓ લે છે. બાકી તેના સ્થાપક પૂ. શ્રી. સ્વામી કુવલ્યાનંદ યોગના ક્ષેત્રમાં નવી શોધખોળ તેમની રીતે કરે છે. તેમના કાર્યની મુક્તકંઠે પ્રસંશા સ્વ. પંડિત મોતીલાલ નહેરૂ, સર રાધાકૃષ્ણ અને શ્રી. બાલાસાહેબ ખેરે કરેલી છે. ઘણા લોનાવલા આવનારા પ્રવાસીઓ આ સંસ્થા જોયાવગરના રહેતા હશે.

અહીં બે સરોવર છે. એક વાલવણ અને બીજું તુંગારલી. વાલવણ તો બહુ જ સુંદર, રમણિય છે. પહાડોની ગોળ હારમાળા છે. અને વચમાં આ આવેલું છે. રવીવારે તો અહીં ઘણા માણસો ફરવા આવે છે.

લોનાવલાથી છ માઇલ દૂર કાર્લાની ગુફાઓ આવેલી છે. સેંકડો વર્ષો પૂર્વે બૌદ્ધ યાત્રિઓ અહીં વસતા. આજે તો હિંદમાં આવી કાળજીપૂર્વક બંધાયલી ગુફાઓમાં કોઇ વસતું નથી. આગળ મેં લખ્યું કે જો મારૂં ચાલે તો હું ત્યાં એક વસાહત ઉભી કરી દઉં. આજે ઘણી સંસ્થાઓ, ઘણાં આશ્રમોના સ્થાપકો મકાન બાંધવામાં ઘણું નાણું ખર્ચે છે. જ્યારે હિંદમાં એવા ઘણાં સ્થળો છે કે જ્યાં વસવાટ નથી. ત્યાં વસવાટ કરવામાં આવે તો! એમ કરીને આપણે એ સ્થળનું વિશેષ મહત્વ વધારી શકીએ છીએ. અને આ પુરાણા

સ્થળોની તે વખતની પસંદગી એટલી અદ્દભૂત હોય છે કે એ સ્થળો એક રીતે તો આરોગ્યધામ જેવાં બની શકે. પુષ્કળ પાણીની સગવડ, ઋતુ ઋતુ પ્રમાણે સગવડ. ઠંડીમાં ગુફામા ઠંડી ન લાગે, વરસાદમાં પાણી ન પડે. અને ઉનાળામાં તાપ ન લાગે. અહીં એક મોટો વ્યાખ્યાનખંડ છે. તેની સામે બુંધ ભગવાનની મૂર્તિ છે. નજીકમાં ઓરડીઓ રહેવા માટે છે.

લોનાવલા પછી તળેગાંવ આવે છે. તળેગાંવનું પણ એક રીતે તો લોનાવલાથી પણ વિશેષ મહત્વ છે. ત્યાં એક મોટી હોસ્પીટલ છે. જેમાં ટી. બી. થી માંડી બધી જાતના દર્દીઓને રાખવામાં આવે છે. તેના સ્થાપક ડૉ. સરદેસાઇ છે. તેઓ સેવાભાવી અને કામ કરવામાં જૂવાનને શરમાવે તેવા છે. અને ગોશનરી સ્પીરીટ તેમનામાં છે. આપણા દેશમાં આજેય કેટલાય દવાખાનામાં ખ્રિસ્તી મીશનરીઓ સેવાભાવે જુજ પગારે કામ કરે છે. આપણા ડૉકટરો પણ અમુક સમયે સેવાભાવે કરે છે. પણ મારે કહેવું પડશે કે આપણા દેશમાં એવા નિષ્ણાત ડૉકટરો કયાં છે કે જેઓ જરૂર પુરતું જ લઇ ગરીબોની સેવામાં પોતાનું જ્ઞાન સમર્પણ કરી ઉન્નત જીવન જીવી રહ્યા હોય. ભરૂચના ડૉ. ચંદુલાલ દેસાઇની કોટીના કેટલા ? મારા કાશ્મીરના પ્રવાસના સાથી ભાઇ જયમલ કે જે નિરંજન વર્માની સારવારમાં આરોગ્યવરમ દક્ષિણ હિંદમાં રહ્યા છે તે લખે છે કે અહીં યુનીઅન મીશન હોસ્પિટલ છે. અને સર્વશ્રેષ્ઠ ડૉકટરો કે જે જો ધંધો ખાનગી કરે તો માસિક રૂા. ૧૦૦૦૦ થી પણ વધુ કમાય તે રૂ. ૮૦૦ માં કામ કરે છે.

પૂનાથી મોટર રસ્તે મહાબળેશ્વર જવાય છે. સ્ટેશન પાસે જ મોટર ઊભી રહે છે. આ મોટરો નિયમિત રીતે દર્શાવેલ સમયે

ઉપડે છે, ઘંટ વાગે અને મોટર સ્ટાર્ટ થાય છે. ૩૧ માઇલ પર કારબળ આવે છે ત્યાં મોટર અને મુસાફરો પાણી લે છે. હોટલો પણ આ પંદર મિનિટના રોકાણને કારણે બની ગઈ છે.

મહાબળેશ્વર પહેલાં પંચગીની આવે છે. પંચગીની આવતાં ત્રણ ઘાટમાંથી મોટર પસાર થાય છે. કાજત્ર, કમ્બટકી અને પસરીનો ઘાટ છે. ખપોલીથી ઊંચો પ્રદેશ જે શરૂ થાય છે તે લગભગ પૂના સુધી સમાન લેવલ છે. ત્યાંથી આગળ બીજું પગલું વાઇ. અને ત્રીજું પંચગીની. અને આ બધા પ્રદેશની ખૂબી એ છે કે ચોમાસામાં મહાબળેશ્વરમાં ૨૭૫ થી ૩૦૦ ઇંચ વરસાદ પડે છે. પંચગીની કે જે ત્યાંથી બારજ માઇલ દૂર છે ત્યાં ૭૦ ઇંચ વરસાદ પડે છે. અને વાઇ કે જે પંચગીનીથી આઠ માઈલ દૂર છે ત્યાં ૨૫ ઇંચ વરસાદ પડે છે

પંચગીનીની હવા ઘણી સૂકી છે અને ખુશનુમા છે. ત્યાં મોટર આવે છે કે હોટેલનાં પાટીઆં શરૂ થઇ જાય છે. પ્રવાસીઓ ચાકમા પાકયા કોઇ વિશ્રાંતિગૃહમાં જાય છે. અહીં ધર્મશાળા પણ છે. અને સૅનિટેરીઅમો પણ છે. હોટલવાળા મોટર સ્ટેન્ડ પર પ્રવાસીઓને પોતાને ત્યાં લઇ જવા આવેલા હોય છે. પણ તેઓ જાત્રાધામોના પંડા જેમ ત્રાસ નથી આપતા. ધી ગુજરાત હિંદુ લૉજ અને સુરતી હિંદુ લૉજ, આનંદભુવન અને ઇલપ્લાઝો હોટલ છે. છેલ્લીમાં ગમે તે કોમના જઇ શકે છે. માંસાહારી અને શાકાહારી બંને માટે છે આમ તો હોટલનો પાર નથી. પણ આ ચાર ઠીક છે.

જ્યારે મોટર ચઢતી હતી ત્યારે મને ગીત સાંભળેલું.

"અજબ હૈ કુદરતની માયા ન ઉસકા ભેદ કોઈ પાયા."

"જગપતિએ જગમાં રચી રચના રૂડી અપાર"



આર્થરસીટ, મહાબળેશ્વર

મહાબળેશ્વર બ્લોર્સના સૌજન્યથી

અને આ સ્થળે ૪૩૦૦ ફીટ ઊંચે ઊંચા ઝાડોથી અહીં શાંતિ મળી. પંચગનીમાં બારે માસ રહી શકાય એવું છે. જ્યારે મહાબળેશ્વરમાં તો ચોમાસામાં અતિ વર્ષાને કારણે જવલ્લે જ કોઈ ના છુટકે રહેતું હોય છે. ત્યાં સીઝન ઓકટોબરથી તે જુન સુધીની છે.

પંચગીની વધારે પ્રખ્યાત તો તેની ક્ષયની હોસ્પિટલ માટે છે. જે બેલ-એર સેનિટેરીઅમ કહેવાય છે. ડૉ. રૂસ્તમજી બીલીમોરીઆ તેના સ્થાપક છે. ૩૪ વર્ષથી એ સંસ્થા ચાલે છે મોટે ભાગે તેમાં પારસીઓની સખાવતો વિશેષ છે. સુન્દર, સુશોભીત ફુલો છે. વાતાવરણ મધુર છે અને અહીં વધુ શ્રીમંતાઇ અને માનવતાનો સુમેળ છે. જ્યારે બધી કોમના દર્દીઓને ફીથી દાખલ કરવામાં આવે છે. અને જીવનથી કંટાળેલ દર્દી યોગ્ય સારવાર અને આરોગ્યપ્રદ આબોહવાને કારણે નવું જીવન મેળવી તાઝગી સાથે ફરીથી વ્યવહારમાં દાખલ થાય છે. જે લોકોએ શારીરિક શકિત ગુમાવી હોય તેમણે અહીંનો બે માસનો વસવાટ આરોગ્યપ્રદ બની રહે છે અહીં સીલ્વર ટ્રી છે. જે વખણાય છે.

૭૫ માઇલ મોટરમાં આવતાં ધીરજ ખૂટી જાય છે અને ટાલ જેવા ડુંગરો જોતાં લાગે છે કે શું રમણીય પ્રદેશ આ હશે ? પણ મહાબળેશ્વર આવીને આ મારો ભ્રમ ભાગી ગયો શીતળ પાણી પીધું અને ઠંડી હવાએ મને આ થાકમાંથી પ્રેરણા આપી.

ચારે બાજુએ લીલી લીલી ઘટા અને ડુંગરોની હારમાળા, આવતાં મોટર આ સહ્યાદ્રિના પહાડોમાં ગોળ ગોળ એવી ફરેથી કે એક ગોળાકારની પર્વતની મઝાની હારમાળા હતી. હવે તો એથીય મઝાના પ્રદેશમાં આવ્યો, કે જ્યાં ઇશ્વર બળ દે છે.

અને આ સ્થળે ૪૩૦૦ ફીટ ઊંચે ઊંચા ઝાડોથી અહીં શાંતિ મળી. પંચગનીમાં બારે માસ રહી શકાય એવું છે. જ્યારે મહા-બળેશ્વરમાં તો ચોમાસામાં અતિ વર્ષાને કારણે ભાગ્યે જ કોઈ ના છુટકે રહેતું હોય છે. ત્યાં સીઝન ઓક્ટોબરથી તે જુન સુધીની છે.

પંચગીની વધારે પ્રખ્યાત તો તેની ક્ષયની હોસ્પિટલ માટે છે, જે બેલ–એર સેનિટોરીઅમ કહેવાય છે. ડૉ. રૂસ્તમજી બીલીમોરીઆ તેના સ્થાપક છે. ૩૪ વર્ષથી એ સંસ્થા ચાલે છે મોટે ભાગે તેમાં પારસીઓની સખાવતો વિશેષ છે. સુન્દર, સુશોભીત ફુલો છે. વાતાવરણ મધુર છે. અને અહીં વધુ શ્રીમંતાઈ અને માનવતાનો સુમેળ છે. જ્યારે બધી કોમના દર્દીઓને ફીથી દાખલ કરવામાં આવે છે. અને જીવનથી કંટાળેલ દર્દી યોગ્ય સારવાર અને આરોગ્યપ્રદ આબોહવાને કારણે નવું જીવન મેળવી તાઝગી સાથે ફરીથી વ્યવહારમાં દાખલ થાય છે. જે લોકોએ શારીરિક શકિત ગુમાવી હોય તેમણે અહીંનો બે માસનો વસવાટ આરોગ્યપ્રદ બની રહે છે અહીં સીલ્વર ટ્રી છે. જે વખણાય છે.

૭૫ માઇલ મોટરમાં આવતાં ધીરજ ખૂટી જાય છે અને ટાલ જેવા ડુંગરો જોતાં લાગે છે કે શું રમણીય પ્રદેશ આ હશે ? પણ મહાબળેશ્વર આવીને આ મારો ભ્રમ ભાંગી ગયો. શીતળ પાણી પીધું અને ઠંડી હવાએ મને આ થાકમાંથી પ્રેરણા આપી.

ચારે બાજુએ લીલી લીલી ધટા અને ડુંગરોની હારમાળા, આવતાં મોટર આ સહ્યાદ્રિના પહાડોમાં ગોળ ગોળ એવી ફરેલી કે એક ગોળાકારની પર્વતની મઝાની હારમાળા હતી. હવે તો એથીય મઝાના પ્રદેશમાં આવ્યો. કે જ્યાં ઇશ્વર બળ દે છે. ૧૨

# મધુ સાગર એપીઅરીઝ–મહાબળેશ્વર

પેરેડાઈઝ લોજ આગળ આવ્યો અને મધુ સાગરનું બોર્ડ જોયું. મહાબળેશ્વર મધ માટે ખાસ વખણાય છે. એટલે આ મધુસાગરમાં મધ કેવું મળતું હશે એ સહજ ખ્યાલથી પ્રેરાઈ એક દાળ ઊતર્યો. ત્યાં વળી બીજું બોર્ડ આવ્યું. રમણીય ઝાડોની ઘટામાં આ સ્થળ આવેલું છે.

અહીં તેના માલીક શ્રી. કરશનદાસ રાજડાને મળ્યો. તેમણે બધું મને મધ વિષે સમજાવ્યું. આમેય મધના ગુણોથી હું આકર્ષાએલો તો હુંજ. એક વખત દસ દિવસના અપવાસ કરેલા. ત્યારે વૈદરાજે શક્તિ પુનઃજલ્દી પ્રાપ્ત કરાવવા મધ સારી પેઠે ખવડાવેલું. મધ પૌષ્ટિક, આંખો માટે હિતકારી, મધુર, કફનાશક, અને રૂપ બક્ષનારૂં છે. પણ મને આનંદ અને આશ્ચર્ય તો ત્યારે થયું કે મધની પણ અનેક જાતો છે. અને તેને જો વધુ શાસ્ત્રીય રીતે કાળજીથી તૈયાર કરવામાં આવે તો મધ પ્રત્યેક રોગ રોગમાં વિશેષ ગુણવાળું બનાવી શકાય છે. આ વાત સાંભળી અને જાતે બધું જોયું ત્યારે હું કુદરતની કળા પર આફ્રીન થઇ ગયો. લાકડાની ૧૦૦ બસો સુશોભીત પેટીઓમાં મધમાંખ અને તેની રાણીને પાળવામાં આવે છે. અહીં ૧૬ રિધાં જમીનમાં આ ઉદ્યોગ કરવામાં આવેલો છે. વરસાદ પછી ઓકટોબરમાં જ્યારે ફુલોની મહેક મહેકી રહી હોય છે. અને જાત જાતની વનસ્પતિ અને એનાં ફુલો દરેક વનસ્પતિ જન્ય અલગ અલગ ગુણ આપે છે. પાશ્ચિમાત્ય દેશોમાં મધમાખીના ઉછેર વિષે સાંભળ્યું હતું. પણ આ આપણા દેશમાં પણ શકય છે, એમ જ્યારે મેં જાણ્યું ત્યારે આ સાહસ આ સફાઇ અને આ અહિંસક પદ્ધતિથી થતા આ કાર્ય પરત્વે મને સ્વાભાવિકજ મમતા થઇ ગઈ.

મધની આ બધી જાતોમાં દરડા એ કફ, ખાંસી અને શરદીમાં હિતકારી છે. ખાખરા દમમાં સારો ગુણ આપે છે. કારવી કેલ્શી-અમથી પરિપૂર્ણ હોય છે. પીસા બાળકોની શક્તિ માટે અને મજબૂત બાંધો થાય તેમાં ઉપયોગી છે. ગુલાબ આંખ માટે ખાસ કરીને છે. આવી જાતનું મધ શ્રીમંતો સારા પ્રમાણમાં લે તો ડૉક્ટરોનું બીલ ઓછું આવે અને શરીર તેજોમય બની રહે.

અત્તરનું એક પુમડું જેમ વાતાવરણમાં અજબ પ્રકારની સૌરભ આણી મૂકે છે. તેમ પુષ્પોમાંથી મધમાખ દ્વારા ચૂસાયેલ સત્વ શરીર અને લોહીના કણોમાં ભળતાં શરીર પણ એવુંજ પ્રફુલ્લ બની રહે છે.

હજી તો આ પ્રકારના આ મધના ખાસ ઉદ્યોગની જાણ ધનપતિઓને નથી, નથી વૈદ્યોને કે નથી મધ વાપરનારા કે વેચનારને. બાકી આવા રોગ પરત્વેના ખાસ ખાસ ગુણ ધરાવતા આ મધુસાગરનું નિરીક્ષણ પણ મધ ખાવા પ્રત્યે મનને પ્રેરે છે. આ એક નવું જ સાહસ છે. જેમાં હજી ભરપૂર આપ્યે જતી કુદરત જેટલું માગો તેટલું આપવા હાજરાહજુર બેઠી છે. અને એ ઉદ્યોગી મધમાંખો પણ ગાયની માફક પાળો તો લેવાય એટલું આપવા તૈયાર બેઠી છે. અહીં કુદરત છે, તેના પ્રસાદરૂપ ઝાડ છે, મનુષ્યને જેટલું લેવું હોય તેટલું તે જીવજંતુ પાસેથી અને કુદરતના ખજાના પાસેથી મેળવી શકે છે. આ સાહસ અને આ કાર્યની જાણ થતાં તે ખૂબ લોકોપયોગી થશે એમાં શંકાને સ્થાન નથી.

અહીંના મોમિયા ઘણા ઘણા પોઇન્ટસ જોવા જેવાં રજુ કરે છે પર્વતોમાં તો દૃશ્યો એટલાં મનોહર છે કે જેટલું આટલા મોટા ૧૮

માઇલના પ્રદેશમાં ફરો તેટલું જોવાનું મળશે. કાંઇ દશ્યોનો ઓછો હિસાબ રાખી શકાય છે. ફરો અને મેળવો. એક ચિત્ર જાય અને બીજુ મનમોહક ચિત્ર મળવાનુંજ. પણ અહીં જ્યારે અંગ્રેજો આવેલ અને તેમને જે જે સ્થળો ગમેલાં તે તે સ્થળોએ તેમણે પોતાનું નામ જોડી આપ્યું જેમકે આર્થર સીટ. અને મુંબઈના ગવર્નર સર વિલ્સનને એક દશ્ય ગમ્યું, તો ત્યાં નામ પડયું વિલ્સન પોઇન્ટ.

એવરેસ્ટ જતા પરદેશી પ્રવાસીઓનાં વખાણ છાપામાં આવે, પણ પ્રચારના આ જમાનામાં તેમને રસ્તો બતાવનાર અને વેઠિયા બની જીવાડનાર એ અનામી કુલીઓને તો કોઇજ પિછાનતુ નથી હોતું. નહિતો શું એ પરદેશી મુસાફરો આપણા કુલી કે મજૂર વગર ચલાવી શકે ખરા! એ કુલીઓ તો રાતદિન આ આખી પર્વતશ્રેણી, નદી, ઝરણાં, ઝાડ, પાન, ફળ ફુલ બધાને મિત્રની જેમ પિછાનતા હોય છે. છતાં ઇતિહાસ કે પુસ્તકોમાં સાહેબોનાંજ નામ છપાયાં છે.

વિલ્સન પોઇંટ ૪૭૦૦ ફીટ ઉંચે છે. અને દોઢમાઇલ દૂર છે. વળી મહાબળેશ્વરથી આ ૨૦૦ ફીટ ઊંચું છે અહીંથી ઘણાં પોઇન્ટસ, કિલ્લા દેખાય છે. વિમાન ઊતારી શકાય એવી શકયના આ પ્રદેશમાં સંભવી શકે એમ છે. કારણ કે થોડી મરામત થતાં ઓછા ખડક-વાળો સ્પષ્ટ પ્રદેશ સામે જ અહીંથી દેખાય છે.

| નામ | ઉંચાઈ | માઈલ દૂર |
| --- | --- | --- |
| આર્થર સીટ | ૪૪૦૦ | ૮¾ |
| કમલ ગઢ | ૪૫૦૦ | ૭ |
| લિંગમાળા ફોલ | | ૩॥ |
| ચાયનામેન ફોલ | | |
| જૂનુ મહાબળેશ્વર | ૪૪૦૦ | ૩॥ |
| બોમ્બે પોઈંટ | ૪૨૦૦ | ૩ |
| પ્રતાપ ગઢ | ૩૫૦૦ | ૧૧ |
| મકરંદ ગઢ | ૪૦૦૦ | ૧૨ |
| વિલ્સન પોઈંટ | ૪૭૦૦ | ૧॥ |
| રાગયઢ | | ૪૮ |



# હિંદમાં ભરાતા મેળાના દિવસોની નોંધ

હરદ્વાર—કુંભ, અર્ધકુંભ, ગંગાદશેરા ( જેઠ સુદી ૧૦ ) દરેક માસની અમાસે અને સૂર્ય ગ્રહણને દિવસે તથા વૈશાખ અને શ્રાવણમાં.

ઋષિકેશ—મહા અને શ્રાવણ માસમાં.

જ્વાળામુખી—ચૈત્ર સુદી ૯ અને આસો સુદી ૯ની નવરાત્રીઓમાં

પશુપતિનાથજી—મહાશિવરાત્રી (મહા વદ ૧૪)

અમરનાથ—શ્રાવણ સુદી ૧૫

કુરૂક્ષેત્ર—સૂર્ય ગ્રહણમાં મોટો મેળો.

વૃંદાવન—શ્રાવણ સુદી ૧ થી ૧૫ મોટો મેળો

મથુરા—કાર્તિક સુદી ૨ અને અષાડ વદીમાં ૧ થી ૦))

ગોકુળ—શ્રાવણ વદ આઠમ (જન્માષ્ટમી)

અયોધ્યા—ચૈત્ર સુદ ૯ (રામનવમી)

પ્રયાગરાજ—મહા માસમાં તથા કુંભમાં.

કાશી—શ્રાવણ માસમાં.

ગયા—ભાદરવા માસના શ્રાદ્ધના દિવસોમાં.

જગન્નાથ—અષાડ સુદી ૨ ( રથયાત્રા. )

ગંગાસર—પોષ માસમાં સંક્રાન્તીને દિવસે કલકત્તાથી ૬૦ માઇલ [કલકત્તો]

દૂર સ્ટીમરમાં બેસી જવાય છે. મેળા પર સ્ટીમરો આવજા કરે છે.

હરિહરક્ષેત્ર—કારતક મહિનાની પુનમથી એક મહિનાનો બાર ગાઉનો મોટો મેળો શરૂ થાય છે. ગયાની પાસે આ સ્થાન સોનભદ્ર નદીમાં આવેલું છે.

નૈમીષારણ્ય—ફાગણ માસમાં એક માસનો મેળો ભરાય છે.

પારસનાથ—ભાદરવા મહિનામાં પુર્યુષણમાં બી. એન. અને ઇ. આઇ. રેલ્વેના ઇસરી સ્ટેશનથી નવ માઈલ દૂર આ સ્થાન આવેલું છે.

બ્રહ્માવર્ત—શ્રાવણ માસમાં (કાનપુરથી ૭ માઇલ દુર ) આવેલું છે.

ચિત્રકુટ—ચૈત્ર માસમાં (અલ્હાબાદથી ૫૨ માઇલે માણેકપુર અને ત્યાંથી ૨૦ માઇલે કરવી સ્ટેશન પાસે ત્રણ માઇલ ઉપર

પુષ્કરજી—કારતક મહીનામાં (અજમેરથી સાત માઇલ.)

શ્રીનાથદ્વારા—કારતક સુદ ૧ અન્નકુટનો મોટો મેળો. (ચિતોડગઢથી ૪૫ માઇલે નાથદ્વારા રોડ, રેલ્વે સ્ટેશન છે. )

બૈજનાથ ધામ—શ્રાવણ માસમાં ( ઇ. આઇ. જસડીની પાસે.)

સિંગણકાંચી—વૈશાખ માસમાં (એસ. આઇ. રેલ્વે આરકોણમથી ૧૮ માઇલ દુર. )

લાહોર—શાલીમાર બાગમાં માર્ચ મહિનાના છેલ્લા રવિવારે દર વર્ષે ચિરાગનો મેળો ભરાય છે. ( બત્તીઓ)

## હિંદમાં જોવા લાયક સ્થળો

**આબુમાં ઉતરવા માટેના સ્થળો.**

નખી તળાવના કિનારા ઉપર રઘુનાથજીનું મંદિર છે ત્યાં મહાત્મા પ્રયાગદાસજીના સ્મરણાર્થે એક ધર્મશાળા બાંધવામાં આવેલી છે.

રામકુંડ:-એકાંત અને શાંત સ્થળ છે. એક મોટું મકાન બંધાયું છે. આના ટ્રસ્ટીઓ મોટે ભાગે નડિયાદના છે.

જૈન ધર્મશાળા—જૈન યાત્રીઓ માટે દેલવાડા અને અચળગઢમાં ધર્મશાળા છે. અહીં જૈનોને જ રહેવા દે છે.

આ ઉપરાંત શેઠ હરજીવનદાસ પુરૂષોતમદાસ હિંદુ વિશ્રામભુવન છે તેમાં ટ્રસ્ટીઓની લેખી પરવાનગી સિવાય કોઇને ચાર દિવસથી વધુ સમય મુકામ કરવા દેવામાં આવતો નથી. અહીં રોજનો એક રૂપિયો ભાડું છે. પણ જો કોઇ સખ્સ ભાડું આપવા અશકત જણાશે તો અનામતની રકમ લઇ કાંઇ પણ ભાડું લીધા સિવાય રહેવાની સમવડ કરી આપવાની ટ્રસ્ટીઓને સત્તા છે. દાખલ થતાં અનામતના રૂપિયા પાચ લેવામાં આવે છે.

| ટ્રસ્ટી. શાહ મોતીલાલ ગોવિંદલાલ હરિભક્તિની પોળ: સાંકડી શેરી એમદાવાદ | અહીં સંપૂર્ણ વાસણો ફરનીચર ખાટલા અને ઉપયોગી ચીજો મળે છે જેને માટે કાંઇ લેવાતું નથી. |
|---|---|

આબુમાં જોવાં જેવાં સ્થળો.

દેલવાડાનાં દહેરાં, વસિષ્ઠાશ્રમ, અર્બુદાદેવી, અચંળગઢ, ગુરુશિખર, નખી તળાવ, સનસેટ પોઇન્ટ, ટાડરોક.

આબુ જવા માટે માર્ચની પંદરમીથી મે. સુધીનો, સમય ઋતુ મધુર હોતાં અનુકુળ છે.

અજમેરઃ—અજમેર હોટલ શ્રીનગર રોડ પર છે. હિન્દુ હોટલ ટાવરની સામે છે. ધર્મશાળા અત્રેના વકીલ ધાશીરામની છે જે સ્ટેશનથી નજીક છે. બીજી ધર્મશાળા મુંબઇના ભાટીઆ ગૃહસ્થ મરહુમ ઓધવજીની છે.

જોવાનાં સ્થળો:—અકબરનો જુનો મહેલ, (બાદશાહી બિલ્ડીંગ, નયા બજારમાં) આનાસાગરનું સરોવર જે શાહજહાંએ બંધાવેલું, દોલતબાગ, ખ્વાજાસાહેબની દરગાહ, મેયો કોલેજ, તારાગઢનો કિલ્લો, પુષ્કરજી, અને સાવિત્રીનું દહેરું વગેરે.

જયપુર:—મહારાજાનો મહેલ, વેધશાળા, અંબરનો કિલ્લો, સંગ્રહસ્થાન, મસ્તો, હવા મહેલ.

દિલ્હી:—શ્રી. ગુજરાતી સમાજ, છે. (સ્ટેશનથી થોડે દૂર બાગદિવારની પાસે)

દિલ્હીનો કિલ્લો, કુતુબમિનાર, વેધશાળા, હુમાયુની કબર, ધારાગૃહ, પુરાણો કિલ્લો, શેરશાહની કબર, જુમ્મા મસીદ, રોશન-ઉદ્-દૌલાની સોનેરી મસીદ, મહમદશાહની કબર, બીરલાનું મંદિર, હરિજન આશ્રમ વગેરે.

લાહોર:—કિલ્લો, રાજા રણજીતસિંહની કબર, જહાંગીરની કબર, મિન્ટો પાર્ક, મ્યુઝીઅમ, ઝૂ, શાલીમારબાગ, બાદશાહી મશીદ, અનારકલીની કબર, મોતી મસ્જીદ, ગુલાબી બાગ, પબ્લીક લાયબ્રેરી.

શ્રીનગર:—આર્યસમાજ મંદિર, કોલેજ રોડ, હજુરીબાગ; શીખ ધર્મશાળા અને સનાતન ધર્મપ્રતાપ ભવન, પહેલા પુલ પર છે. શ્રીનગરમાં સાત પુલ છે. કાશ્મીર હિન્દુ હોટલ પણ છે.

જોવા જેવાં સ્થળો:—પહેલગામ, અમરનાથ, ગુલમર્ગ, સુનમર્ગ, સુનમર્ગ, ગાંધારબલ, અનંતનાગ, વુલર સરોવર, એ બધાં સ્થળો દૂર છે. શંકરાચાર્યનું મંદિર, દલ સરોવર, નિશાતબાગ, શાલીમારબાગ, ચશ્મેશાહી, હરિવંન, ક્ષીરભવાની ખીલંનમર્ગ, વેરીનાગ, વગેરે સ્થળો છે.

શ્રીનગરમાં મ્યુઝીઅમ પણ છે. શ્રીનગરથી ૬૦ થી ૭૦ માઇલ પર આવેલા લાલપુર અને થાણામંડી ગામની સ્ત્રીઓ ખરેખર સ્વર્ગની પરીઓ જેવી છે.

પેશાવર—અગ્રવાલ આશ્રમ છે. સદર રોડ પર ડાક બંગલો છે. રોજનું કામકાજ અને રહેઠાણ જોવા પેશાવર કેન્ટ તરફ આંટો મારવો. આગળ ખૈબર પાસ જવાય છે.

હરદ્વાર—સ્ટેશન પાસે જ ડાક બંગલો છે. હોટલ નથી. મંદિરો વિશેષ છે. તેવી રીતે ધર્મશાળાઓ અને ગુરૂકુળો, આશ્રમો ઘણા ઘણા છે. ગુરુકુળ કાંગડીમાં ધર્મશાળા છે અને રહેવું હોય તો મફત રહેવાની અને ચાર્જ લઇને જમાડવાની વ્યવસ્થા છે. પહેલા ત્રણ દિવસ મહેમાનોને મફત જમાડે છે.

હરિકી પૈરી, ભીમગોડા, ગંગાની નહેર, રૂષિકુલ, મંસાદેવી સપ્તધારા, ધાકેશ્વર, મહાદેવી, રાજાજી છત્રી વગેરે જોવા જેવું છે.

આગળ ઋષિકેશ જવાય છે. ત્યાં કાળીકમળીવાળાની ધર્મશાળા છે. ત્યાં હજારો માણસોની સુંદર રહેવાની વ્યવસ્થા થાય છે. સ્થળ સુન્દર છે. જીંદગીમાં એકવાર જવા જેવું.

અમૃતસર—ગુજરાતી સમાજ છે; મજીઠમંડીમાં ગુજરાતીઓની રંગની ઘણી દુકાનો છે. ગુજરાતી વીશી બહુ સારી છે સુવર્ણમંદિર, અકાલ તખ્ત, બાબા અતાલ, દુર્ગ્યાણાનું મંદિર. કંપની બાગ, વગેરે

મથુરાં—ગોકુલદાસ તેજપાળની ધર્મશાળા ઘણી સારી બંગલા જેવી છે. બીજી તો અહીં ઘણી ઘણી ધર્મશાળા છે.

મથુરામાં મ્યુઝીઅમ છે. દ્વારકાધીશનું મંદિર મોટું છે. અહીંથી ચારે બાજુ ભાવિક લોકો જાત્રાએ જાય છે. મથુરામાં જ જમના-બાગ છે. એકાંતમાં સ્થળ આવેલું હોઇ રમણીય છે. શંકરની અહીં ભવ્યમૂર્તિ છે. ગુજરાતી વીશીઓ છે.

**વૃંદાવન**—ધર્મશાળાઓ ઘણી છે. મ્યુનિસિપલ ઓફીસ પાસે મુસાફરો માટે બંગલો છે, હોટેલ છે જ નહિ. વૃંદાવનમાં આર્યસમાજીઓનું ગુરુકુળ છે. ત્યાં પણ ઊતરી શકાય છે.

અહીં અસંખ્ય મંદિરો છે. ચાર ગલીઓ છે; માનગલી, દાનગલી, કુંજગલી અને જમનાગલી. કુંજગલીમાં રાધા રીસાઇ ગયાં અને માન માગ્યું, અને ભગવાન પાસે દાન માંગ્યું છે તથા રાસ કર્યો છે ત્યાં રાધાનો રાસ ચીતરો છે. મંદિરોમાં જયપુરના રાજાનું મંદિર. ગોવિંદદેવનું મંદિર, ગોપીનાથનું મંદિર, રંગજીનું મંદિર, રાધારમણનું મંદિર, અષ્ટસખિનું મંદિર વગેરે મંદિરો ખાસ જોવા જેવાં છે.

**આગ્રા**—ધર્મશાળા તથા સરાયા અહીં સ્ટેશન પાસે જ છે. આગ્રા હોટેલ સસ્તી છે. અહીં આર્યસમાજ મંદિર પણ છે.

**લખનૌ**—મુસાફરખાનાં છે.

**જોવા જેવાં સ્થળો**—છતરમંજિલ, ત્રણ કરોડને ખર્ચે બંધાવેલ બડા ઇમામવાડા કે જ્યાં મહોરમ ટાણે એનાં કીંમતી ઝુમ્મરો ઝગમગી ઊઠે છે. હુસેનાબાદ ઇમામવાડા, કૈસરબાગ મહાલ કે જેની પાછળ ૮૦ લાખ રુપિયાનું ખર્ચ થયું કહેવાય છે. સાદતઅલીનો મકબરો, મોતીમહાલ જોવા લાયક છે.

**બનારસ**—યાત્રીઓ માટે અહીં પણ ઘણી ધર્મશાળાઓ છે. તેમાં ગુજરાતીઓ માટે રેવાબાઇની ધર્મશાળા છે. બીજી વસનજી મોરારજીની છે.

**જોવા જેવાં સ્થળો**–વિશ્વનાથજીનું મંદિર, કાળભૈરવનાં દર્શન. ગોલ્ડન ટેમ્પલ, રામનગરનો કિલ્લો નંદેશ્વર કોઠી, માનમંદિર જેમાં જયસિંગની વેધશાળા પણ છે. ભારતમાતાનું મંદિર, વિક્ટોરીઆ-ગાર્ડન, બનારસવિદ્યાપીઠ, કાશીવિદ્યાપીઠ, સારનાથ, ટાઉન હોલ વગેરે જોવા જેવાં સ્થળો છે. ઔરંગઝેબની કબર અહીં છે.

**પટણા**—ડીસ્ટ્રીકટબોર્ડ ડાકબંગલો રોડ પર છે.

ગોલઘર મ્યુઝીઅમ, પટની દેવીનું મંદિર, સુલતાન અહમદનો મહેલ, ગુરુ ગોવિંદસિંહનું જન્મસ્થાન વગેરે. ભગવાન બુદ્ધની આ વિહારભૂમિ છે. ગંગાનો પહોળો પટ જોવા જેવો છે.

**કલકત્તા**—સત્યનારાયણ ધર્મશાળા મારવાડી શિવબક્ષ બાગલાની છે ગુજરાતીઓ કેનિંગ સ્ટ્રીટમાં રહે છે.

**જોવા જેવાં સ્થળો**—વિકટોરીઆ મેમોરીઅલ જેનું બાંધકામ ૭૬ લાખનું. દર સોમવારે તદ્દન બંધ રહે છે. રવિવારે અને રજાને દહાડે મફત જોવા જવા દે છે. બાકી આઠ આના ચાર્જ લે છે. આમાં ઐતિહાસિક દસ્તાવેજો, ચિત્રોનો સંગ્રહ જાત જાતના શણગારો ને પૂતળાં છે. માર્બલ પેલેઇસ, જૈનોનું મંદિર, સંગ્રહસ્થળ ઝુઓલોજીકલ ગાર્ડન, કાલીનું મંદિર, નાનું મોટું ચિડિયાખાનું, ધી રોયલ બોટેનીકલ ગાર્ડન, ડાયમંડ, હાર્બર. બેલુડ મઠ વગેરે જોવા જેવાં સ્થળો છે. હાવરા સ્ટેશનેથી બેલુડ ચાર જ માઇલે છે.

**પંચગીની**—ખાસ તો અહીં ક્ષયની ડૉ. બિલીમોરીયાએ સ્થાપેલ મોટી હોસ્પિટલ છે. જે બેલ એર. સેનિટોરીઅમને નામે પ્રસિદ્ધ છે. અહીં ઝાડોની ઘટા, સુન્દર પુષ્પોની ખીલવણી પૈસા અને માનવતામો સુમેળ જોવામાં આવે છે. ચોપાસ ડુંગરની હારમાળા છે. બારે માસ રહેવા માટે સારૂં સ્થળ છે,

હોટલો, સુરતી હિન્દુ લોજ, ધી ગુજરાત હિન્દુ લોજ, ઇસ્પ્લાસ્રો હોટલ, આનંદભુવન હોટલ, પ્રોસ્પેક્ટ હોટલ વગેરે છે.

આ ઉપરાંત ગુજરાતી ધર્મશાળા છે. જ્યાં માણસ દીઠ રોજના આઠ આના લેવામાં આવે છે. ગાદલાં અને વાસણ મફત મળે છે. વાડીલાલ સારાભાઇનું સેનિટોરીયમ છે. અને બીજું ડાલકેટની બાજુમાં મોતી ભુવન છે જ્યાં માસિક રૂ. ૩૦) લેવામાં આવે છે. વાસણ ગોદડાં સારા પ્રમાણમાં બંને સેનિટોરીઅમમાં મળે છે.

**મહાબળેશ્વર**-પેરેડાઇઝ હોટલ, ગિરિવિહાર હોટલ, હેપીહોમ, આરામ હોટલ. રિગલ હોટલ છે.

**જોવા જેવાં સ્થળો**-પ્રતાપગઢનો કિલ્લો, જૂનું મહાબળેશ્વર. રે ગાર્ડન, વેના તળાવ, લિંગમાળા ફૉલ, ચાયનામેન ફૉલ, માણેકબાઇ સેનિટોરીઅમ, પંચગંગાનું દેવળ, અતિબળેશ્વરનું મંદિર, અફઝુલ બુરજ, ભવાનીનું મંદિર, મકરંદ ગઢનો કિલ્લો, કમલગઢનો કિલ્લો, આર્થર પોઇંટ, સાવિત્રી પોઇંટ, હન્ટર પોઇંટ એલ્ફીન્સ્ટન પોઇન્ટ,

પંચગીની પોઇંટ, બોમ્બે પોઇન્ટ વગેરે છે.

જૂનની ૧૦ મી પછી અહીં વરસાદ સખ્ત શરૂ થતો હોઇ વસ્તી જૂજ હોય છે. પછી ઓક્ટોબરથી અહીં લોકો પાછા આવવા

-માંડે છે. ફળ ફૂલની અને હવાની હવે જ માણવા જેવી મોજ થર થાય છે.

-લોનાવલા-કૃષ્ણ આરોગ્ય ભુવન, વસનજી મનજીનું સેનિટોરીઅમ જમનાદાસ મોરારજીનું શ્રેષ્ઠ સેનિટોરીઅમ છે.



## જય શ્રી દાદાજી

૨૦૦૪
અષાઢ સુદ ૧૫
ખંડવા

પ્રિય સદ્‌ગુણા

મેં કહ્યું હતું કે હું ખંડવા પહોંચ્યા બાદ દાદાજી+ વિષે કાંઈક લખીશ. અહીં આવ્યા પછી વખતનો બહુ અભાવ રહે છે. આવા શાંત એકાંત સ્થળે મુંબઈના ઘણા કાર્યો પછી ખરું જોતાં નિરાંત રહેવી જોઈએ. છતાં અહીંનું વાતાવરણજ એવું છે કે વખત મળતો નથી. કારણકે વારંવાર જેમ ગંગાજીમાં સ્નાન કરવાની મઝા આવે છે અને ચિત્તને શાંતિ મળે છે તેમ દાદાજીની સામે બેસી રહેવાથી પણ હર્ષની લાગણી અને અપૂર્વ ચિત્તશાંતિ મળે છે. ઉઠવાનું મનજ થતું નથી. તેમની વાણીમાંથી ક્યારે કોઈ સુન્દર પ્રવાહ નીકળી પડશે અને ઉઠતાં તે ગુમાવવો પડે તો? કોઈ ધન્ય જીવનની ક્ષણેજ પ્રભુનો આવો અપાર મહિમા જેટલો વધુ મળે તેટલો મેળવવો રહ્યો.

પહેલા દિવસની વાત કહું? મારા મિત્ર ભાઈ શર્માએ જઈને તેમને સાષ્ટાંગ પ્રણામ કર્યા. આજદિન સુધી હું કોઈને પણ આ રીતે પગે લાગ્યો નથી દિવાળી કે બેસતા વર્ષે વ્યવહારૂ બની બધાજ બાબાપથી માંડી મુરબ્બીઓને પગે લાગે છે. પણ એ પાયે લાગણમા નતાત ભક્તિ નથી હોતી. નહિ તો એવો વિચાર માત્ર માણસમાં નાનાપણાનો જે ખ્યાલ આણે છે તેથી માનવ

x દાદાજી વિષે સ્વતંત્ર લેખ લખવા ઇચ્છા હતી. પણ તેમા હું અનધિકારી હોઈ મે મારી પત્નીને જે પત્ર લખેલો છે તેથી વાચકોને સ્હેજ ખ્યાલ આવશે.

કેટલો ઊંચો ચઢી શકે છે! પણ આ તો વ્યવહારૂ રીત છે. જેમ સ્મશાનમા માણસને બધુ તુચ્છ ભાસે છે અને પછી એજ માણસ બધું જ આવું અવગણું ભગવાનની રોજ પૂજા કરતો છતા, "ઊંડા અંધારેથી પ્રભુ પરમ તેજે તું લઈ જા" ગાતો ગાતો જાતે અંધારામાં પડે છે અને પ્રભુ પાસે પ્રકાશ માગે છે. જેમ ગાંધીજીએ એકવાર હરિચંદ્ર નાટક જોયુ અને સત્યનું સાચું સ્વરૂપ સમજી સત્યને પચાવ્યું. અને એ સત્યના જોરે ગાંધીજીએ દેવત્વને પ્રાપ્ત કર્યું. તેમ મારા કહેવાનો મુદ્દો એ છે કે પગે લાગવામા જો પૂર્ણ ભકિતભાવ ન હોય તો પછી એ દંભ બની જાય છે. દાદાજી વિષે ઘણું ઘણું સાંભળ્યું હતું, અને તેમને વિષેની પૂજ્યતા અને ભકિત મારામા કયારના ભરાઈ બેઠાં હતાં એટલે મારા દિલે શર્મા પાછળ સાષ્ટાંગ પ્રણામ માટે ઝુકાવ્યું.

૧૯૩૦ ના ખેડા જેલના મારા સાથી ભાઈ ભાનુભાઇ કે જે નડિયાદના છે તેમને મેં ઘણે વર્ષે જોયા. તેમને જોઇ મને એ જેલની નાની કોટડીથી માંડીને આટલા વર્ષના મારા ભૂલાયલા ઘણા પ્રસંગો સાંભળી આવ્યા. જેમ ગાધીજીને મળવું હોય તો પ્રથમ મહાદેવભાઇને મળવું જોઇએ તેમ દાદાજીને વિષે ઝડપી સમજવું હોય કંઇ પામવું હોય તો શ્રી ભાનુભાઇને મળવું જોઇએ. દસ વર્ષથી શ્રી ભાનુભાઇ ખંડવા જ રહે છે. અને પોતાની જાતને દાદાજીની સેવામાં સમર્પણ કરી છે. અને દાદાજી વિષે કાંઇ પણ લખવાનો જો અધિકાર કોઇએ પ્રાપ્ત કર્યો હોય તો તે શ્રી. ભાનુભાઇએ જ કર્યો છે એમ કહી શકાય. આજે તો અહીં ઘણા સાધુ, સન્યાસી, બ્રાહ્મણો, અમીર, ફકીર, લંગોટીયા બાવાઓ બધાય દાદાજીના દર્શને આવેલા છે. બધા જ તેમને ઈશ્વર સ્વરૂપ માની પગે લાગે છે. અને આટલા બધા માનવોને અભિમાનથી વિમુખ થતાં અહીં જોઇ હું પણ અહીં જ પ્રાણીમાત્ર

પ્રત્યે વધુ નમ્ર બન્યો છું. અહીં જાત જાતના લોકો આવે છે. અને બધા જ અહીંના ઘણા ઘણા ચમત્કારીક પ્રસંગોની એવી એવી વાતો કરે છે કે જે સાંભળતાં હર્ષનાં ગલગલિયાં થાય છે અને દાદાજી વિષેની ભક્તિ વધતી જ જાય છે. સાચું કહું પહેલા દિવસે નમ્યો હતો તેથી વધુ તીવ્ર અને પૂજ્ય ભાવ જેમ જેમ દિવસો વ્યતીત થાય છે તેમ તેમ વધે છે. અને જેટલા વધુ દિવસ અહીં ગળાય તેટલા શ્રેષ્ઠ દિવસો આવા ભક્તિ ભાવે કયાંય ગાળ્યા નથી. માટે રહેવા મન થાય છે.

મને અહીં વૃંદાવન લાગ્યું. વૃંદાવનમાં તો શ્રી કૃષ્ણ આજે સદેહે નથી પણ ખંડવામાં તો જાણે, શ્રી કૃષ્ણ હાજરાહજુર બેઠા છે. બસ એક આસન વાળ્યું તે વાળ્યું. તેમની જમવાની રીત પણ કેવી છે. જમતાં પહેલા સામે જ જે ધુણી ધખે છે તે ધુણીમાં તે અન્નને હોમે છે, અને ધણીગર તો કહે કે બસ ખા લીઆ. અને જ્યારે ખાતા હોય છે ત્યારે આપણી જેમ ખાતા નથી પણ હાથ એંઠો ન થાય એવી રીતે ખાય છે. ખાસ ધ્યાન રાખીને જ આ તેમની જમવાની અનોખી રીત હું જોવા પામ્યો છું.

અહીં રોજ રાત્રે હવન થાય છે. કલાકોના કલાકો સુધી હવન ચાલે છે દાદાજી જાતે હવન કરે છે. હવન ચાલે છે અને મને વિચાર આવે છે. રાતના અગ્યારનો સમય છે. હવનનું જે ગોળ કુંડાળું છે. જેને બ્રહ્માંડનું ચક્ર કહેવાય છે. તેની આસપાસ ભક્તજનો ગોળ કુંડાળું વાળી બેઠા છે. નજીકમાં દાદાજી બેઠા છે. તેમના ગળામાં ભક્તો હાર પહેરાવતા હોય છે. અને દાદાજીને અને હવનને સાષ્ટાંગ પ્રણામ કરે છે. દાદાજીથી દૂર બેઠેલો છતાં મને ગરમી લાગે છે પણ દાદાજીના

મ્હોંપર મુદ્દલે ફેરફાર થતો નથી, મંત્ર બોલતા જે રીતે ઘડીઆળનું લોલક ચાલે છે તે રીતે તેમનો હાથ હોમમાં, ધૂણીમાં સરખી સરખી પળો એ વારંવાર ફેંકાય છે અને હવનની સામગ્રી હોમમાં પધરાવાય છે. કેવા શાંત, પ્રશાંત, સૌમ્ય, તેજોમય દાદાજીને જોઈ કોની તાકાત છે કે એ એજ પળે નમી ન પડે. મને તરત એક લીંટી યાદ આવે છે.

"જુઓ તેજનો ભવ્ય અવતાર બેઠો."

બધાનાં મોંઢા હવનના અગ્નિની ગરમીથી અકળામણ અનુભવે છે પણ તેમનાં મોંઢા પર કોઇ જાતનો ફરકજ દેખાતો નથી.

એક દહાડો તે જમવા બેઠા હતા. તેમની પાસે બિલાડી આવે છે. તેમની થાળીમાં મોઢું નાંખે છે. તોય તેમનો મોંઢાનો ભાવ બદલાતો નથી. અને બિલાડીના ખાધા પછી તે ખાય છે. આ જોયું ત્યારે મને શ્રીરામકૃષ્ણ પરમ હંસ વિષે સાંભળેલી વાત યાદ આવી. અને આવાજ પ્રસંગનો અહીં સાક્ષાત્કાર મને થયો. પ્રાણી કે પશુ, જીવ જંતુ કે માનવ સર્વ તેમને સમાન છે. ત્યાં ક્યાં નાત જાત કે દેહ, ખ્રિસ્તી, મુસ્લીમ, યહુદીના ભેદાભેદ હોય! અહીં તો દરેક માનવ સમાન છે. દરેકને આવવાનો હક્ક છે. કારણકે આ સ્થળ એ દાદા દરબાર છે. ખંડવા સ્ટેશને ઉતરીને પૂછો કે દાદા દરબાર લઇજા. તો કોઈપણ ગાડીવાળો દાદાજી પાસે લઈ જાય. અને વળી દાદાજીની ચમત્કારીક વાતો કહે તે વધારામાં.

જેમ પુત્રવિહોણાને પુત્રપ્રેમ એ શું તે સમજાતું નથી. માવિહોણાને માતૃપ્રેમ એ શું તે પણ સમજાતું નથી. તેમ આ જાતની ભકિત મેં આટલાં વર્ષો કરી ન હોઇ હું દાદાજી વિષે બીજું

જે પાનાંના પાનાં ભરી લખી શકાય તે લખવાનો મારો અધિકાર ન હોઇ લખતો નથી. લખી શકતો નથી. તેમને વિષે લખવું એ ઊંચિ કોટિના આધ્યાત્મિક ભકતનું જ અધિકારી કૃત્ય ગણાય હું તો આધ્યાત્મિક પણ નથી. પણ એટલું કહું કે ગીતામાં શ્રી. અર્જુન શ્રીકૃષ્ણને પૂછે છે કે સ્થિતપ્રજ્ઞ કોને કહેવો તે મને સમજાવો. અને શ્રીકૃષ્ણ સ્થિતપ્રજ્ઞનાં આ લક્ષણ છે એમ જે કહે છે તે પ્રત્યક્ષ સમજવું હોય તેણે ખંડવા જવું.

ખાતાં, પીતાં, સૂતાં, બેસતાં જેમને કદી એકાંત નથી, જેઓને મોહ નથી, જેઓને કશાયનું મમત્વ નથી, જેઓને પ્રાણીમાત્ર, પશુ પંખી સર્વ જીવમાત્ર સમાન છે. જેઓ જમતાં પહેલાં સર્વને પ્રસાદ આપીને જમે છે. જેમને કદી ક્રોધ નથી. સર્વ પ્રત્યે પ્રેમ છે જેઓ કોઇ પાસે કશું જ માગતા નથી. એવા દાદાજીને જોતાં મારા મનના તારેતાર પ્રેમ અને ભકિતભાવથી નાચી ઊઠયા.

રાતે દાદાજીનાં ગીતો ભકતો ગાય છે.

" દાદાજી ધુણીવાલે રક્ષા કરો હમારી."

" બોલો દાદાજીકા નામ, બોલો હરિહરજીકા નામ."

વૃન્દાવન અને મથુરામાં શ્રીકૃષ્ણનો મહિમા લાગે છે, હરદ્વારમાં, કાશીમાં ગંગાનો મહિમા છે. અને ભકતો જય ગંગે કહે છે, ચાણોદ કરનાળી તરફ નર્મદાનો મહિમા છે, તેમ અહીં દાદાજીનો મહિમા છે. ભકતજનો "જય દાદાજી" બોલે છે. અને જાણે રામરાજ્યમાં જીવતા હોઇએ એવા ભાવે ભર્યું મન અહીં વિકાર રહીત, દાદાજીનીજ ભકિતમાં બધું ભૂલી લીન થઇ જાય છે.

દાદાજી વિષે મેં જે ચમત્કારીક વાતો અનેક ભકતોને મોંઢે સાંભળી છે જે લખતાં પાનાંનાં પાનાં ભરાય તેમાંની બાદ રહેશે તેટલી રૂબરૂમાં કહીશ. ગીતો પણ ઘણાં ગવાતાં સાંભળ્યાં છે. શ્રી ભાનુભાઇએ પણ ભકિતના ગીતો એટલાં અદ્ભૂત લખ્યાં છે કે તેમનાં દિલમાંથી

પર્વતમાંથી ઝરણું વહે તેમ તે ગીતો ભક્તિના પરિપાક રૂપે નીકળેલાં છે. તે તેમને સ્વમુખે સાંભળ્યાં ત્યારે એટલું તો થયું જ કે જેલસાથી ભાનુભાઇ કેટલા ઉંચા આધ્યાત્મિક પુરૂષ બની ગયા.

જેમ હિમાલયને માપવા બહુ મોટો ગજ જોઇએ છે, અને કવિકુલ ગુરૂ કાલિદાસે તેને પૃથ્વીનો માનદણ્ડ કહ્યો છે. તેમ દાદાજીને સમજવા એ બહુ ભારે કામ છે અને તેમને વિષે લખવું પણ મારા જેવા માટે સહેલ નથી.

એકવાર દાદાજી કહે "અહીં જે જે ભક્તો આવે છે તેમનો અને મારો સંબંધ આ ભવનો નથી, પણ ગયા ભવનો મારો અને તેમનો સં ધ છે. નહિ તો કરોડોની વસ્તીમાંથી અમુક જ અમુકના સંબંધમાં કેમ આવે છે. આ ભાનુભાઇ અને અમે કાલીકટમાં સાથે હતા. અને કેટલીક વાર એની વાતો કરે કે જાણે પ્રત્યક્ષ જોતા હોય તેમ ગમે તે પ્રદેશના વતનીને વિગતે બધી વાતો કહે. અને પેલાભાઇ સાશ્ચર્ય સાંભળ્યા જ કરે.

ધર્મના શાસ્ત્રોના એવા અર્થો કરે કે છક થઇ જઇએ. અને વિશેષ તો જેઓ તેના ખાસ અભ્યાસી હોય તેજ સમજે.

આવતી અષાઢી પુર્ણિમાએ હું તો ફરી ખંડવા આવીશ જ. તમને બધાને પણ દાદાજીના દર્શન કરાવવાની અભિલાષા છે. ભાનુભાઇ કહે છે કે દાદાજીના દર્શન કરવાથી ભવોભવ કરવા પડતા નથી. અને મનુષ્ય જન્મનું સાર્થક આ ભવમાં ફરી પુનર્જન્મ લેવો ન પડે એજ મનુષ્યે કરવાનુ છે. અને એને માટે તો આખી દુનિય ફાંફાં મારે છે.

વધુ શું લખુ ! એમ પણ થાય છે કે આપણે સાથે દાદાજીના દર્શને આવ્યા હોત તો સારૂં હતું. પણ મને તેમનો કોલ આવ્યો અને હું આવી શકયો. તારા કોલની હજી વાર હશે. એજ લિ.

સારાભાઇ ના
જયદાદાજી